[illegible]

# "કાળ"



## અધિપતી મી૦ શીવરામ મહાદેવ પાંનપે

## એમ. એ. વાળા મુકરદમાનો

# સંપૂર્ણ હેવાલ.

(મુંબઈ સમાચાર અને સાંજ વર્તમાન પેપરોમાંથી ચુંટી કહાડી છપાવી પ્રસીદ્ધ કરનાર)

રતિલાલ દુર્લભદાસ કાપડીઆ. બાલાજી રોડ- સુરત.

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ—સુરત

સને ૧૯૦૮

મુલ્ય ફક્ત આના બે.

# પુના "કાળ" પત્રના અધિપતી મી૦ મહાદેવ શીવરામ પ્રાંજપે એમ. એ. વાળો મુકરદમો.

૨૧૭૪

શુક્રવાર તા૦ ૧૨ મી જુન સને ૧૯૦૮

## નાના "કાળ" પત્રના અધિપતી સામે ફીતુરી લખાણ કરવાનો આરોપ.

પૂનાના જાણીતા ' કાળ 'પત્રના અધિપતિ પ્રગટ કરતા મી૦ શિવરામ મહાદેવ પ્રાંજપે .ન એ સામે હીદી ફોજદારી કાયદાની ૧૨૪ મી એ અને ૧૫૩ મી એ કલમનો ભગ કરી ગ-ઈ તા૦ ૧૫ મી મેના અંકમા ફિતુરી લખાણુ કરવાનો આરોપ મેલાયો છે તે ચર્ચા ભર્યા મુકરદમાની તપાસ આજ દિને ૧૧ કલાકે મેદાનની પોલીસ કોરટમા વડા પ્રેસીડસી મેજીસ્ત્રેટ મી૦ એસટન સનમુખ નીકળી હતી સરકાર તરફથી સરકારી સોલીસીટર મી૦ બોવેન અને આરોપી તરફથી મી૦ દીક્ષીત વકીલ અને મી૦ ઇંદ્રજીત બેરીસ્ટર હાજર થયા હતા પોલીસ તરફથી આ મુકરદમા ઉપર છુપી પોલીસના વડા સુપ્રીન્ટેનડટ મી૦ સલોને દેખરેખ રાખી હતી

પોલીસે આ મુકરદમા વખતે ખાસ દેખરેખ રાખી હતી. પોલીસ કોરટના આગલા શિવાય સઘળા દરવાજા આજે બંધ રહ્યા હતા

ડીટેકટીવ સુપ્રીન્ટેન્ડંટ મી૦ સ્લોને તોહમતદારને ઓળખાવ્યો હતો.

મી૦ બોવને મુકદમો મુલતવી રાખતા જણાવ્યુ હતુ કે, તે માટે નજદીકનો દીવ- ઠરાવવો કે જેથી હાઇ કોર્ટની આવતી ફોજદારી એશન્સમા તેની તપાસ નીકળી શકે

મેજીસ્ટ્રેટે આ ઉપરથી મુકરદમો આવતા સોમવાર ઉપર મુલતવી રાખ્યો હતો, તે પછી મી૦ દીક્ષીતે પોતાના કુળને જામીન ઉપર છોડવાની અરજ કીધી હતી

મી૦ બોવને તે સામે વાધો લેતા જણાવ્યુ હતુ કે, વાધાવાળુ લખાણુ વાચવા પછી કોર્ટનુ જો એવુ મન હોય કે તોહમતદાર સામે મેલાયલા આરોપ માટે તે તકસીરવાર છે, એમ માનવાને કોર્ટ પાસે વાજબી કારણુ હોય તો કોર્ટ તેને જામીન ઉપર છોડી શકે નહી

મી૦ દીક્ષીતે કહ્યુ કે તીલકવાળા મુકરદમામા મરનાર જડજ મી૦ બદરૂદીન તઇબજીએ જામીન ઉપર શું કારણુસર છોડયા, તે માટે ઠરાવેલા નીયમો પ્રમાણે તોહમતદારને જામીન ઉપર છોડવાની મુળ મતલબ એવી છે કે, તેની હાજરી કોર્ટમા કોઇબી રીતે મેળવી શકાય તોહમતદાર કોઇબી રકમનો જામીન આપવાને તૈયાર છે

મેજીસ્ટ્રેટે જામીન ઉપર છોડવાની અરજ નામંજુર રાખતા જણાવ્યું હતુ કે, વાંધાવાળુ લખાણુ વાચવા પછી મારૂ મત એવુ છે કે તોહમતદાર સામે જે આરોપ મેલવામાં આવ્યો છે, તે માટે તે તકસીરવાર છે એવું માનવાને વાજબી કારણુ છે, તેમજ જે આરોપસર તોહમતદારને પકડવામાં આવ્યો છે તેથી તેને જામીન ઉપર છોડવાની મને સત્તા નથી.

” તરીકે.

હાઇ કોર્ટને

**મી૦ તીલક ; મી૦ બાજપે પકડાયા.**

મી૦ બ્રાજપેને પકડી મુંબઇ લાવવામા આવ્યા છે, એવી ખબર નાશીક ખાતે મી૦ બાલગગાધર તીલકને થવાથી, તેઓ મુબઈ આવ્યા, અને મેદાનની પોલીસ કોર્ટની ચોકીમા મી૦ બ્રાજપેને સપાવામાં આવ્યા હતા, ત્યા પોલીસની રજાથી મી૦ તીલકે તેમની મુલાકાત લઇ કેટલોક વખત સુધી વાત કીધી હતી

---

સોમવાર તા૦ ૧૫ મી જુન સને ૧૯૦૮

---

## વડા મેજીસ્ટ્રેટ મી૦ એસટન સનમુખ શરૂ થયલી તપાસ.

### મી૦ જોશીની જુબાની.

મી૦ ભાશકર વિષ્ણુ જોશીએ મી૦ બોવનની તપાસમા જણાવ્યુ કે હુ ઓરીયેટલ ત્રાન્સલેટરની ઓફીસમા પહેલો મદદનીશ છુ દશ વરસ થયા હુ એ નોકરી બજાવુ છુ હુ જાતે બ્રાહ્મણ છુ હુ મુબઈ યુનીવરસીટીનો એક ગ્રેજ્યુએટ છુ છેલ્લા દશ વરસ થયા હુ ઓરીયેટલ ત્રાન્સલેટરની ઓફીસમા મરાઠી ભાષાનરો કરૂ છુ મી૦ કાદરી હાલ પુના ખાતે રોકાઇ ગયા છે ગઈ તા૦ ૧૫ મી મે ૧૯૦૮ નો પુના ખાતે પ્રગટ થના ‘ કાળ, પત્રનો અક મે વાચ્યો છે એ અકમા પ્રગટ થયલો આરટીકલ અને જુદી જુદી લીડર્સોનો મે તરજુમો કીનો છે ‘કાળ પત્ર સામે કામ ચાલવવા માટે નામ મુબઇ સરકારે મી૦ કાદરીને ઓરડર આપ્યો હતો

### કાયદાની બારીકી.

મી૦ ઇનવરારીતે અત્રે મુબઇ સરકારના હુકમનો પત્ર વાચી જોઈ કહ્યુ કે એ ઓરડર પ્રમાણે મી૦ કાદરીને કામ ચલાવવાનો હક રહે છે અને મી૦ જોશીને એવો હક રહેતો નથી મા

મી૦ બોવન જણાવ્યુ કે મી કાદર ગેરહાજરીમાં આ ઓરડર ઉપર તેમની સ છે એમ જુબાનીથી સાબેત કરવામાં આવે પછી એ ઓરડર એકઝીબીટ તરીકે થઇ શકે.

ધારાના હીમાયતીઓની વધુ તકરાર સાંભળી લઈ નામદાર કોરટે, એ ઓરડર મી કાદરીની ગેરહાજરીમા કોરટમા જુબ લઇ ‘ એકઝીબીટ ’ તરીકે દાખલ થઇ શકે એ ઠરાવ્યુ હતુ

એ પછી સાક્ષીએ મી૦ બોવનની વધુ તપાસમા જણાવ્યુ કે કોરટમા રજુ થયલુ ડેકલેરેશન આરોપીએ કીધેલુ છે, જે તેના ‘ કાળ ’ પત્ર માટે છે

એ પછી મી૦ બોવને કેટલાક વધુ કાગળીઆ “ એકઝીબીટ તરીકે કોરટમા રજુ કીધા હતા ’ એ પછી મી૦ બોવને મજકુર કહેવાતો ફીતુરી આરટીકલ વાચ્યો હતો, જે નીચે મુજબ હતો —

‘ તા૦ ૧૫ મી મે ૧૯૦૮

## “ કાળ ”

## પત્રના ફીતુરી લખાણનો તરજુમો.

“બગાળના બોમ્બગોળા પ્રકરણમાના આરોપીઓને પકડવાના કામમા જે લોકોએ બહાદુરી કીધી છે તેમના ઇનામોની યાદી જાહેર થઈ છે તેમાના કેટલાએક નામો નીચે પ્રમાણે છેઃ— સબ ઇન્સ્પેકટર નદલાલ બેનરજી એમને એક હજાર રૂપીઆ બક્ષીસના મળ્યા સબ ઇન્સ્પેકટર ચતુરવેદીશર્મન એમને પાચસે રૂપીઆ આપવામા આવ્યા છે હેડ કોનસ્ટેબલ ઝમીર મહમદખાન એમને પણ પાચસો રૂપીઆની બીહામી થએલી છે, અને જેણે ખુદીરામ બોઝને પકડયો એવા જે શીવપ્રસાદ મીસર અને ફતેસીગ એ નામના બે કોન્સટેબલો તેમાના દરેક આસામીને સાડીબારસો રૂપીઆનુ ઇનામ આપવામા આવેલુ છે આ ઇનામોની યાદ

રૂ લો આ બક્ષીસો નહી હોય ને ? અને હવે પાછી આવાં સત્કૃત્ય કરવાને ઉમેદ આવે અને આ પ્રકરણમા હજુ છુપી રહેલી વાતો ખુલ્લી થાય વાસ્તે [illegible] આ બક્ષીસો આપવાની ઉતાવળ હશે નહી ને ? પરંતુ આ બધુદ્રોહ છે કે નહી તે બાબત શકા ઉત્પન્ન થવી એ સભવીત છે આ શકાનો નીકાલ કરવા સારૂ બીજી બાજુનો એક દાખલો, ચાલો આપણે લઇએ

## ત્રીજી.

આ અઠવાડીયામા રૂટરે વીલાયતથી હીદુસ્થાનમા એક તાર મોકલ્યો છે તે તારની મતલબ એ છે કે મધ્ય સમુદ્રમા માલટા કરીને જે બેટ અગ્રેજ લોકના તાબામા છે તેના સરક્ષણ સારૂ સરકારે જે છુપી યોજનાઓ કરી છે તેને લગતા છુપી માહીતીના કાગળપત્ર એક અગ્રેજી અધીકારીએ એક પારકી સરકારને વેચેલા છે અને જીબ્રાલ્ટરની સામુદ્રધુનીના સબધના પણ ગુપ્ત કાગળપત્રને વેચવાની તૈયારીમા હતો એટલામા તેને પકડવામા આવ્યો તેમજ સમુદ્રના પાણીની નીચે અગ્રેજોના સરક્ષણના સાધનો કયા કયા અને કયા કયા છે તે બાબતના છુપા કાગળો ગુમ થઇ ગયેલા છે અને એક પ્રધાનના તાબા માહેલા મહત્વના છુપા કાગળો પણ પસાર થઇ ગયા છે આ કાગળપત્ર પારકી સરકારના હાથમા પડવાથી ઇગ્લડમા ભારે ખળભળાટ ચાલી રહ્યા છે, અને પોતાના દેશની બાબતની છુપી બાબતો જે કોઇ બીજાને ગનાતી કે એવા દુષ્ટ, દેશદ્રોહી અને સકુચીત આસામીને સખત શીક્ષા થવી જોઇએ માટે લોર્ડ લોર્સને પાર્લામેંટ આગળ સખત સ્વરૂપનુ બીલ આણ્યુ છે, અને તે સબધમા લડનના એક અગ્રેજી છાપાવાળાએ પણ કહ્યુ છે કે "પોતાના દેશને દગાવનાર (માણસ) હમણા તેમ હમેશ થતુ આવે છે તેમ, ફાસીએ લટકાવવાને, તેનુ આગ ખેચીને, ટુકડે ટુકડા કરવાને લાયક છે ' આ દાખલો ને ઉપરનો દાખલો એ એની વચ્ચે કોઇ ખાસ બાબતમા સરખાપણુ છે પરતુ એક ઠેકાણે એકને સજા થવાની છે [redacted] ઠેકાણે બીજાને બક્ષ મળે છે. [redacted] આ બે દાખલાઓય. મોટો ત[redacted] ખરૂ જોતા દેશ દ્રોહને વાસ્તે બ[redacted]એ એકજ શીક્ષા અથવા બક્ષીસ હોવી જોઇએ. પણ હીંદુસ્તાનમાં હાલમાં જે ખાસ પ્રકારની રાજ્ય પદ્ધતી ચાલુ રહી છે તેને લીધે આ તફાવતો ઉત્પન થાય છે એ કોઇના પણ લક્ષમા આવવા લાયક છે "

## ચોથી.

"બંગાળામા આ બોબગોળા પ્રકરણ સબધમાં જે વાતો બની આવી છે તે સારી થઇ કે માઠી થઇ તે બાબત મત જાહેર કરવા સારૂ હાલમા બંગાળામા માહે માહે કાંઇ સભાએ થાય છે—મુઝફ્ફરપુરમા બોબગોળા ફેકવાની ક્રીયા થઇ ગઈ તેને આજ સુમારે પદર દીવસ થયા આટલા દીવસ વીતી ગયા બાદ હમણા કોઇ ઠેકાણે માહોમાહે એક બે સભા દુખ જાહેર કરવા સારૂ ભરાય છે એનો સરકારે શો અર્થ સમજવો ? આ બોબગોળાના બનાવથી ચી[illegible] જઇને ગમે તે [illegible] અડવા પ[illegible]લા લોકમતનુ આપણને હમણા કેટલુ પીછાણ માલુમ રહેલુ છે અને જે થોડુ એક રહેલુ જેવુ લાગે છે તેના પર આપણે કેટલો ભરૂસો મુકવો તે બાબત સરકારે ખુબ બારીકીથી વીચાર કરવા જોઇએ નહી તો હાલ ઉત્પન થયેલા એનારકીસ્ટ લોકોને દાબી દેવા સારૂ કાઇ ઉપાયો લેવાય અને તે ઉપાયોથી ચીરડાઇ જઇ બધાજ લોકો સરકારપર ઉલટે એવી મુશ્કેલ હાલત થવાની ! એટલા સારૂ લોકમતનો સરકારે શાતપણે વિચાર કરવો જોઇએ તેથી લોકમત શુ દેખાય છે? બોબગોળા ફેકયાને પદર દિવસ થઇ ગયા તોપણ દીલગીરી જાહેર કરવાની બધી મળીને બે ચારજ મુખ્ય સભાઓ થઇ છે! એ ઉપરથી લોકોની મોટી સખ્યાના જથ્થાનો મત સરકારને ઘણો કંઇ અનુકુલ છે એવું દીસતુ નથી. આ પંદર દીવસમા પદર હજાર દીલગીરી જાહેર કરવાની સભાઓ થવી જોઇતી હતી. પણ તે ક્યાં છે?

જે કંઇ સભાઓ થઇ છે તેઓ પણ જુ મનોજ શસરામ હોવો જોઇએ - એવી દીસે છો તમે સભા બોલાવીને દિલગીરી જાહેર કરો એવું અધીકારી વર્ગ તરફથી આહાર નહીં જણાય એવી રીતે કહેવડાવવું પડે છો તેવારે કોઇ ઠેકાણે કોઇ લોકોને દીલગીરી થવા માંડે છો પલેનટસ લોકોની સભાએ દીલગીરી જાહેર કરી છે પણ તે યુરોપીયન લોકોનીજ મંડળી છો મુઝફ્ફરપુરમા તા૦ ૧૦ મીએ દરભંગાના રાજાના પ્રમુખપણા નીચે, આવીજ એક દીલગીરી જાહેર કરનારી સભા થઇ પણ ખુદ મુઝફ્ફરપુરમા પણ સભા ભરાવવાને દસ દીવસ લાગ્યા, એ ઉપરથીજ તેની ખરી કીમત શું છે તે લોકો વીચારે છે મુઝફ્ફરપુરના લોકોને ખરું દુઃખ લાગ્યુ હત અને તેઓને સરકાર સારૂ દીલસોજી લાગી હોત તો ખરી દીલગીરી અને ખરી દીલસોજીનો દસ દિવસનો અંતર કદી પણ ખમી શકાયો નહીં હોત, દરભંગાના મહારાજા ને સભાના અધ્યક્ષ થયા હતા એવી વાતને પણ હવે લોકો હાલ ઝાઝું વજન આપતા નથી સઉને માલમ થયેલુ છે કે એ રાજાઓ અને માહારાજાઓ ઘણા પરાધીન થયલા હોય છે તેઓને જેમ ડોકું હલાવવાને કહેલુ હોય એમ તેઓ હલાવે છે આવી સ્થીતીને લીધે, આવા મહારાજાઓના પ્રમુખપણા નીચે થયેલી વાતો એટલે તદન બનાવટ ફારસ! એવી લોકોની સમજ થઇ ગએલી છે ત્યારે, એમાં તો ખરા દુખનુ એક ટીપું કોઇ ઠેકાણે જણાતુ નથી પુનાના અને બહારના મુસલીમ લીગના મુસલમાન લોકોએ, વળી એક દીલગીરી જાહેર કરવાના સમારંભ દીપાવ્યાની ખબર પ્રસીધ્ધ થઇ છે પરંતુ મુસલમાન લોક પોતાનુ કારજ સાધવા સારૂ બાહારથી ઇંગ્રેજોની, હા ઉપર હા કેવી મોકલી દે છે એની કોને ખબર નથી એવા લોકો આપણામાં ભાગ્યેજ મળશે. એવી આ દીલગીર જાહેર કરવાની હકીકત છે તમો આમારે સારૂ તો રડો એમ કહ્યા પછી દીલગીરી જાહેર કરવા સારૂ કોઇના પણ પ્રમુખપણા નીચે કોઇપણ જાતના લોકોની અને ગમે તેવડી મોટી સભા થાય તો પણ ન્યાયપણાની નજરે તેની કીંમત કોડી જેટલી પણ નથી તોપણ રાજકારણની નજરે જોતાં અને લોકોમાં આપણે માટે દીલસોજી છે એમ બતાવવાની દ્રષ્ટીએ (જોતાં) આવી બનાવટી દીલગીરી જાહેર કરનારી સભાઓની પણ અંગ્રેજોને જરૂર છે પુનામાં અમાઉ રેંડ સાહેબનું ખુન થયું તે વારે આજ પ્રમાણે કોઇ દિલગીરી દરસાવે નહી, ત્યારે ગામના બધા આબરૂદાર લોકોને એક જગાએ ભેગા કરીને "તમે દીલગીરી જાહેર કરો" એમ તે વખતના કલેકટર સાહેબને કહેવાની જરૂર પડી! તેવોજ પ્રકાર બંગાળામા થતો હોવો જોઇએ, એવી ઘણાની અટકલ છે પણ આવા બનાવટી લોકમતની ભાંગી તુટી દીલસોજી ઉપર પણ ઇગ્લીશ ઇમારત કેટલા દિવસ ડોલતી રહેશે? લોકમતમા ભયંકર તફાવત પડેલો છે અત્યંત નમ્ર અરજીથી માંડીને બોમ્બગોળા લગી મજલ આવી પુગી છે, અને "હમો આ ગોળાઓ અમારાપર જુલમ કરનારા ઉપર વેર લેવા સારૂ અને હમારા દેશી સ્વતંત્રતા સારૂ ફેંકીએ છીએ, એમ ગોળા ફેંકનાર લોકો પોતાને મોઢે ખુલ્લું બોલે છે આ ઉપરથી શુ સાર જણાઇ આવે છે? સરકાર બાબતની બીક લોકોના મન ઉપરથી ઉડી ગઇ છે આ વાતને સાબીત કરી આપનાર એવા પ્રમાણો ઘણા મળે છે. તીનવેલીમા જે મુકરદમો ચાલે છે તેમાના એક આરોપી સુબ્રમણ્ય શીવે આ પ્રમાણે પોતાનો જવાબ લખી આપ્યો છે "હું સન્યાસી છુ, અને વ્યક્તીએ અને રાષ્ટ્રે મોક્ષ મેળવવો એવો ઉપદેશ કરતો હતો રાષ્ટ્રીય મોક્ષ એટલે પારકાની સત્તા શીવાયનુ છુટાપણું છે. બહીષ્કાર નીશકૃત્ય પ્રતીકાર અને રાષ્ટ્રીય શીક્ષણ એ સ્વતંત્ર મેળવવાના માર્ગો છે વી સવાસઘાત કરીને છુરકી નાખી અંગરેજ સરકારે હીંદુસ્થાનનું રાજ મેળવ્યું છે. મહારાણીના જાહેરનામાથી અથવા જુદા જુદા વાઇસરાયોએ વખતો વખત આપેલા વચન પણ ભીંહાશ પડતા

વચનોથી લોકોને ઓલ્ટા ખુસડાવવાનો પ્રયત્ન થયો છે. હીંદી લોકોએ પણ ઘણી ભુલો કરી છે એકંદર અનિષ્ટ આજુબાજુની સ્થીતિને લીધે સરકાર બદલાવી જોઇએ અથવા સરકારે પોતે બદલાવું જોઇએ, એવી લોકોને જરૂર લાગવા માડી છે વાસ્તે તેમના તરફથી સ્વતંત્ર સ્વરાજ્ય સ્થાપન્ન કરવાનો પ્રયત્ન થાય છે " આવા જવાબોથી સરકારની ઉઘાડી બેઅદબી થાય છે ! સરકારની મોટાઇ આથી ઉતરતી જાય છે ! આ સરકારી સત્તાનુ અપમાન છે ! અને આ સરકારના સામર્થ્યનુ અપમાન છે ! અને એ શીવાય લોકોમા આવા જવાબોની તારીફ કરવાની ઉલટ વધતી જાય છે ! ત્યારે આ મત્રળાનો અર્થ શુ થાય છે ? લોકમત સરકારની બાજુમા જોઇએ તેટલો નથી, એ આ ઉપરથી સાફ થતુ જાય છે એને માટેજ સરકારને અમારી એવી નમ્ર વિનતી છે કે તેમણે આવા નાજુક પ્રસગે ભળતાજ અત્યાચારના કામો કરીને લોકોને ચીડવવા નહી લોકોના મત પ્રમાણે તેમણે ચાલતુ જોઇએ તેમના મન પ્રમાણે લોકોએ ચાલવાના દીવસ હવે રહ્યા નથી લોકોના હક લોકોને જોઇએ છે અને તે સરળ માર્ગથી ન મળ્યા તો વાકા મારગે મેળવવાની લોકોની તૈયારી દીસવા લાગી છે એ જાણીને સ્વરાજ્ય જેવા મહત્વના હકકો આપીને અગ્રેજોએ લોકોને ખુશ કરવા એજ આવા વખતે ઉચિત છે "

## પાંચમી.

"ફકત આવુ નહી થાય તો, શકનીની પરીક્ષાનો વખત જલદીજ આવવાનો ઘણો સભવ છે લોકોના બોલવામા અને વિચારોમા મોટો તફાવત પડેલો છે ' અગ્રેજી રાજ્યથી હમને ઘણા ફાયદા થએલા છે, ' અને " અગ્રેજી રાજ્ય ઇશ્વરે હમારા ઊપર મોકલ્યુ છે " એવા વાકય બોલનારા લોકો હવે ઘણાજ થોડા રહેલા છે હાલની ભાષા " હમને સ્વરાજ્ય જોઇએ" અને " સ્વરાજ્ય મેળવવા સારૂ હમને સુઝે તે કરીએ " એવી થઇ છે સારાશ એટલોજ મનમાની દેહસ્તનો સવાલ રહયો નથી બાહારની શકતીને ક[illegible]માત્ર સવાલ રહેલો આવો આ[illegible](?) થાય છે પણ એ સ્થીતી સા[illegible], અને તે લોકોને રાજી રાખી અંગરેજોએ બને તેટલી જલદીથી નાબુદ કરવી, એ સઉથી સારો રસ્તો છે. રૂશીયામાં બોંબગોળા ફેકે છે, અને હીંદુસ્તાનમા હમણા બોંબગોળ ફેંકાવા લાગ્યા છે પણ આ બે દેશોની સ્થીતીમા ફરક છે. રૂશીયામાં રૂશીયન સરકારજ રાજ્ય કરે છે તે સરકાર વિરૂદ્ધ જે એનારકીસ્ટ લોક ઉભા થશે તેના વિરૂધ્ધ અને સરકારને અનુકુળ અંતકરણ પુર્વક હોનાર લોક રૂશીયામા ઘણા હોવાને લીધે ત્યાની સરકારને તેટલો નૈતિક આધાર (Moral Suppert) મળે છે પણ હીદુસ્થાનમા તેટલા અનુકુલ લોકો મળશે કે નહી તે બાબત હાલની સ્થિતીમા શંકાભરેલુ દીસે છે એવુ છે તોપણ જ્યારે રૂશીયામ બોંબગોળાની પછી ડયુમા સભા થઇ તો પછી હીદુસ્થાનના લોકને સ્વરાજ્ય મળવુ એ તો ઘણુજ જરૂરનુ છે. સ્વરાજ્ય કરતાં ઓછી બક્ષીસથી હીદુસ્થાનના લોક [illegible] અગાઉ સંતોશ પામ્યા હોત પણ તે અગાઉનો ભરૂસો આજે ઉડી ગયો છે એટલે સ્વરાજ્યના હક શીવાય બીજી કોઇ ચીજથી લોકનુ સમાધાન થશે એવો સભવ લાગતો નથી "

## છઠી.

"હાલ હીદુસ્થાનમા પ્રાપ્ત થએલી સ્થીતીને સ્વરાજ્યના હક શીવાય બીજુ ઔષધ નથી, એવા સાધારણ લોકોનોજ મત છે એમ નથી, પણ સરકારના ભરૂસાવાળા મી૦ દત્ત, જેને સરકારે સ્ટેટ સેક્રેટરીની કાઉનસીલમાં સલાહ લેવા સારૂ નીમ્યા છે તેઓનો પણ આવોજ મત છે હીદુસ્તાનમા એનારકીસ્ટ લોકની ધાધલ જલદીજ શરૂ થશે એવુ ભવિષ્ય મે કરેલુજ હતું એમ મી૦ રામેશચદ્ર દત્ત હાલ કહે છે, લોકોની તકરારો તરફ સરકાર બરોબર ધ્યાન આપતી નથી એવી હીંદુસ્થાનના લોકની દહાડે દહાડે પાકી સમજ થતી ચાલે છે તેને લીધે આવા બોમ્બ ગોળા જેવા પ્રકારો બની આવે છે, અને

... જેવા મહત્વના હક લોકોને મળ્યા ... આવા પ્રકારો બંધ થવાના નથી, ... તેમનો મત છે. આ પોતાના સલાહકારની સલાહ તરફ મોરલી સાહેબ પોતાનું ધ્યાન લગાડશે તો મી૦ દત્તને પોતાની કૌનસીલમાં નીમ્યાનું કાંઇ પણ સાર્થક થશે. સ્વરાજ્ય મેળવવું એ જે હીંદુસ્તાનમાં ચાલતી ચળવળનો મુખ્ય મતલબમાં સમાયલો હેતુ (છે), તે નજરે જોતાં તો આપણે ત્યાં અહીં બોંબગોળા ફેંકનારાને પણ એનાર્કીસ્ટ એ શબ્દ લાગુ પાડવો એ અન્યાય ભરેલું છે. તે ખરેખાત એનાર્કીસ્ટ નથી, અને તેમને કોઇએ એનાર્કીસ્ટ કહેવા પણ નહીં. એનાર્કીસ્ટ એટલે અરાજક સ્થિતિ ઉત્પન્ન કરવી ... જેનો ઉદ્દેશ હોય તે પણ આપણે અહીં બારીન્દ્ર બાબુ જેવા લોકોની ઇચ્છા હીંદુસ્તાનમાં કોઈ પણ રાજ્ય ન હોવું જોઇએ અને ... ત્યાં અરાજકની અથવા બેબંદ પાદશાહીની સ્થીતી શરૂ થવી, એવી બીલકુલ નથી તેમને અરાજક સ્થિતિ નથી જોઇતી સ્વરાજ્ય સ્થિતિ જોઇએ છે ત્યારે તેમને માટે એનાર્કીસ્ટ એ શબ્દ બ...બર નથી અને પોતાના દેશને સ્વરાજ્ય આપનારા એવા અર્થનો જો કોઇ એકાદ શબ્દ અંગ્રેજી ભાષામા હશે તો તે તેમને માટે લાગુ પડતો છે. બોંબગોળા ફેંકવા એ સારૂં કે માઠું એ સવાલ બાજુએ મુકતાં, આટલું તો નિર્વિવાદ છે કે, અરાજકને માટે નહીં પણ સ્વરાજ્યને માટે ખટપટ કરે છે.

### સાતમી.

દીલગીરી જાહેર કરનારી સભાઓનું જે ઉપર બયાન કરેલું છે તે શીવાય, ઢાકા, માણીકગંજ, મુર્શીદાબાદમા પણ પછાડીથી સભાઓ થયાની બાતમી આવી છે અને આ સભાઓમાં વળી એવો પણ એક ઠરાવ પસાર કરી લેવામા આવ્યો છે કે આ એનારકીસ્ટની ચળવળો દેશમા શરૂ થઇ છે તે કાઢી દેવાને સરકારે મજબુત અમલ કરવો દરભંગાના મહારાજાના પ્રમુખપણાં નીચે મળેલી સભામાં એવું નક્કી કરવામાં આવેલું છે કે વર્તમાનપત્રો તથા વ્યાખ્યાનોથી લોકોના મનો બગડે છે માટે આવા પ્રકારના લેખો તથા ભાષણો બંધ કરવા બાબત તજવીજ કરવી. એક ઠેકાણે તો એવું સારૂ કહેલું છે કે, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને બાબુ બીપીનચંદ્રપાલના જેવા ભાષણોથી આવા પરીણામો બની આવે છે અને આ બધાનો બંદોબસ્ત થવો જોઇએ એવી સરકાર તરફ સીફારસો ચાલેલી છે હાલ તુરત આ ચહાડખુચકા અને મોઢું પુજનારા લોકો તરફથી સરકાર ઉપર આવી ગાંડી સુચનાઓનો જે વરસાદ થાય છે તેમાં ગાળભેળ કાઢી નાખી તેમાથી લેવા લાયક સારનું બિંદુ શું છે તે સમજી લેવા સારૂ સરકારને એક જુદુંજ ખાતું રાખવું પડશે એવી ધાસ્તી છે "

તે પછી મી૦ બોવન અને મી૦ પંદરજીત તરફની કેટલીક વિગત સાંભળી લઈ નામદાર વડા મેજીસ્ત્રેટે જણાવ્યું કે બંને પક્ષ જ્યારે આ મુકરદમો સેશન્સમાં નોખાવા રાજી છે તો એ મુકરદમો સેશન્સમા તપાસ માટે હું મોકલી આપીશ.

### હિંદ એજન્સીના મેનેજરની જુબાની.

નારાયણ નરસુ કેલકરે મી૦ બોવનની તપાસમા જણાવ્યુ કે હું એક કલાર્ક છું હું હિંદ. એજન્સીનો મેનેજર પણ છું, કે જે સી. પી. ટેંક આગળ આવેલી છે. આ એજન્સી ચોપડી અને ન્યુસપેપરની છે આરોપીને હું પીછાણું છું તે 'કાળ' પત્રનો અધિપતી છે 'કાળ' પત્રની દર અઠવાડીએ ૧૦૦ નકલો મને મળે છે 'કાળ' પત્રના ગઇ તા૦ ૧૫મીના અંકની ૧૫૦ કોપીઓ મને મળી હતી. આ પત્રોની નકલ મને પુણાના કૃષ્ણા પેઠમાંથી મળે છે આ કોપીઓ મને "કાળ"ના મેનેજર તરફથી મળે છે "કાળ" ની ૧૦૦ કોપીઓ દીઠ મને એક રૂપિઓ બાર આના મળે, છે આ કોપીઓ અમારી એજન્સી તરફથી વેચવામાં આવે છે તેમજ ઘરાકોને પુગાડવામાં આવે છે. ગઇ તા૦ ૧૫ મીના અંકની ૧૪૨ કોપીઓ અમારી એજન્સી તરફથી વેચાઇ હતી. આ પત્રની સઘળી નકલો ૨

થી ૩ દીવસમાં વેચાઈ ગઈ હતી ૧૫ મી મેએ અમારી એજ'શી મારફતે વેચાયલાં પત્રોના હીસાબની આ નકલ છે આ નકલમાની એક પ્રે' કાળના મેનેજર ઉપર મોકલી હતી સઘળી નકલના પૈસા મને મળ્યા હતા-

### વધુ સાક્ષીઓ.

આનદ લક્ષ્મણ વિષ્ણુએ મી૦ બોવનની તપાસમા જણાવ્યુ કે હુ મરાઠી બ્રાહ્મણ છુ હુ મુબઇની કલેકટરની ઓફીસમા નોકરી છુ હુ આરોપીને પીછાણુ છુ

આરોપી મુબઇ યુનિવરસીટીના એક ગ્રેજ્યુએટ છે અને "કાળ" પત્રના અધિપતી છે આ પત્રનુ વારસીક લવાજમ ટપાલના દર સુધ્ધા બે રૂપિયા જેટલુ છે ગઈ તા૦ ૧૫ મીના પત્રનો "કાળ" નો અક મે વાચ્યો હતો આ પત્રના બધા અકો ઘરાક તરીકે મને મળ્યા હતા

મી૦ ગણુપત કીંગાજીએ મી૦ બોવનની તપાસમા જણાવ્યુ કે, હુ મુબઈમા ચીરાુર લેનમા રહુ છુ હુ આ પત્ર ખરીદુ છુ' બે રૂપીયા લવાજમ આપુ છુ છેલ્લા બે માસથી દર શનિવારે મને આ પત્ર મળે છે હુ લવાજમ મનીઓડરથી મોકલુ છુ પાછળથી સાક્ષીએ જણાવ્યુ કે દર વગ્ગે એક વખત પત્ર મને વેલ્યુપેએબલ પારસલથી મોકલવામા આવે છે અને હુ તે રીતે લવાજમના રૂપીઆ આપુ છુ

આ સઘળા સાક્ષીઓની જુબાની તે પછી કારટના દુભાષ્યાએ આરોપીને મરાઠી ભાષામા વાચી સભળાવી હતી

### આરોપીનો જવાબ.

કોર્ટના પુછવાથી તે પછી આરોપીએ જણાવ્યુ કે હુ મારો ખુલાસો અત્રે કરવા ચાહતો નથી હુ તે સેશન્સ કોર્ટમા કરીશ

### તોહમતદાર સેશન્સ કમીટ થયો.

તે બાદ મેજીસ્ટ્રેટે આરોપી સામે હીંદી ફોજદારી કાયદાની ૧૨૪ મી એ અને ૧૫૩ મી એ કલમનો ભગ કરી પોતાના 'કાળ' પત્રના ગઇ તા૦ ૧૫મી મેના અકમા રીતુરી લખાણ કરવાનો આ[illegible] કાંઈ પ્રથમદર્શક મુકદ્દમો પુરવાર થયલો [illegible] આરોપીને સેશન્સ કમીટ કીધો હતો.

---

શનીવાર તા૦ ૨૦ મી જુન ૧૯૦૮

---

ચાલુ સાલની ત્રીજી ફોજદારી સેશન્સની એક બેઠક આજે હાઇ કોર્ટમા નામદાર જડજ મી૦ દીનશાહ દાવરના પ્રમુખપણા હેઠળ મળી હતી

## "કાળ" ના અધીપતીને જામીન ઉપર છોડવા થયલી અરજ.

પુણામા પ્રગટ થતા ' કાળ " પત્રના અધીપતી શીવરામ મહાદેવ પ્રાંજપેને રાજદ્રોહી લખાણ કરવાના ગુનાહ માટે વડા મેજીસ્ટ્રેટ મી૦ એસ્ટને ચાલુ માસમા સેશન્સમા નોંધ્યો હતો તેના તરફથી આજદીને હાઇકોર્ટમા નામદાર મી૦ જસ્ટીસ દીનશાહ દાવર સનમુખ મી૦ જીણા બેરીસ્ટરે હાજર થઇ તેને જામીન ઉપર છોડવા અરજ કરી હતી મી૦ જીણાએ જણાવ્યુ કે રાજ્યદ્રોહી લખાણ કરવા માટે વધતામા વધતી સજા જન્મ દેશનીકાલની રાખવામા આવી છે, પણ તે ઉપરથી કાંઈ એમ થતુ નથી કે તે ગુનાહ કરનાર દરેકને તેટલી સજા થવીજ જોઇએ મી૦ બાળગગાધર તીલકને એવાજ આરોપસર માત્ર ૧૮ માસના સખત કેદખાનાની સજા કરવામા આવી હતી અલબત્તા આરોપી સામે મેલાયલો આરોપ વણો ગભીર પ્રકારનો છે પણ આ મુકદ્દમામા તકરારી લખાણના તરજુમા સીવાય બીજી કાંઈ જુબાની પડી નથી જેથી આરોપીના ગુનાહની ગભીરાઈ સબધમા કોર્ટ કાઇ પણ તોલ કરવાને શકતીવાન થઇ શકે હુ તો આગળ વધીને એટલુ પણ કહુ છુ કે પ્રથમ દરશક પુરાવો આરોપીને કમીટ કરવા ફરિયાદ પક્ષે રજુ કરેલો નથી સામી તરફથી આરોપીને જામીન ઉપર નહી છોડવો જોઇએ એવુ કારણ બતાવનાર કાઇ પણ સોગદનામુ કર્યું

આરોપી કોર્ટ વધતામા વધતી જે રકમ ઠરેર કરે તેટલી રકમના સધર જામીન આપવા તૈયાર છે

સરકાર તરફથી પબલીક પ્રોસીક્યુટર મી૦ બોવનની ફરમાશથી મી૦ ઇનવેરારીટીએ ઉપલી અરજ સામે વાધો લેતા જણાવ્યુ કે શામી તરફથી જે બીના જણાવવામા આવી છે તે ભુલ ભરેલી છે આરોપી તરફથી પ્લીડરે જે સાગદ નામુ કરયુ છે તેમા જણાવવામા આવ્યુ છે કે આરોપી મુબઈની યુનીવરસીટીનો એમ૦ એ૦ છે, લખાણુ ઉચી મરાઠી ભાષામા લખાયલુ છે અને તેમા ખરી બીના અને ઇતિહાસીક બનાવો વર્ણન કરવામા આવ્યુ છે અક ઇતીહાસીક ના રશીયામા ઉડતા બોબ અને તેની અસરથી મજેલુ ફ્માનુ રાજ્યબધારણુ છે, યુ આ બાબતમા કોરટે જોવાનુ છે તે આરો ઉપર મેલાયલા આરોપીની ગભીરાઈ છે આ રાપીએ આગળ પણ હાઇ કોરટને જામીન ઉપર છોડવા અરજ કરી હતી, પણ તેની તે અરજ બહાલ રાખવામા અવી નહોતી

નામદાર જડજ-તે અરજ તો મેજીસ્ટ્રેટના ચુકાદા સામે રીવીઝન તરીકે કરવામા આવી હતી

મી૦ ઇનવેરારીટી–તેમજ હતુ અને હુ કાઇ એમ કહેવા માગતો નથી કે આ અરજ સાભળવાને આ કોર્ટને સતા નથી મારૂ કહેવાનુ એટલુ જ છે કે જામીનની અરજ સ્વીકારવા પેહેલા તેના સામે મેલાયલો આરોપ કેટલો બધો ગભીર છે તે ઉપર કોર્ટે વીચાર કરવો જોઇએ,

નામદાર જડજે ધારાના હીમાયતીઓની તકરાર સાભળી લઇ ચુકાદો આપતા જણાવ્યુ કે આરોપીને પોતાનો બચાવ કરવાની તક આપવી એ વાજબી છે હુ તેને રૂા ૧૦,૦૦૦ના હાથજામીન અને રૂા, ૭,૫૦૦ના બે જામીન લઇ છોડવાનો હુકમ કરૂ છુ

---

સોમવાર તા૦ ૬ ઠી જુલાઇ સને ૧૯૦૮

ચાલુ સાલની ત્રીજી ફોજદારી સેશન્સની એક બેઠક આજરોજે હાઈકોર્ટમા નામદાર જડજ મી૦ દીનશાહ દાવરના પ્રમુખપણા હેઠળ મળી હતી

## “કાળ” ના અધીપતીની શરૂ થયલી સેશન્સમાં તપાસ.

“કાળ” પત્રના અધીપતી, છાપનાર અને પ્રગટ કરતા મી૦ શીવરામ મહાદેવ પ્રાજપેને બ્રીટીશ હીદુસ્તાનમા કાયદેસર સ્થપાયલી સરકાર સામે લોક લાગણી ઉશ્કેરવા યા તેવી તજવીજ કરવા અને નામદાર શેહેનશાહની રૈયતના જુદા જુદા વર્ગો વચ્ચે દુસ્મનાઈ અને ધીકારની લાગણી ફેલાવવાના યા તેવી તજવીજ કરવાના આરોપો માટે ઉભો કરવામા આવ્યો હતો સરકાર તરફથી સરકારી સોલીસીટર મી૦ બોવનની ફરમાસથી એડવોકેટ–જનરલ આ૦ મી૦ બ્રાન્સન, મી૦ ઇનવેરારીટી અને મી૦ ડી૦ બી૦ બીનીગ હાજર થયા હતા, જ્યારે આરોપીએ પોતે પોતાનો બચાવ કર્યો હતો

આરોપી મી૦ પ્રાજપેનુ નામ પોકારવામા આવતા તે કેદીઓના પીંજરામા હાજર થયો હતો તાજના મુનશીએ તેને જણાવ્યુ કે તમારા મુકરદમાની તપાસ માટે ખાસ જુરરોના નામ પોકારવામા આવે છે, તેઓમાના જે કોઇ સામે તમને વાધો હોય તે જણાવવુ કે તેમને બેસવા દેવામા નહી આવે

આરોપીએ પોતે કાને બેહેરો હોવાનુ જણાવ્યુ અને બારમા નજદીકમા બેઠક આપવાની અરજ કરી હતી

નામદાર જજે તે બહાલ રાખવાથી આરોપીએ બારની ટેબલ નજદીક આવી ખુરશી પર બેઠક લીધી હતી.

આ મુકરદમાની તપાસ નીચલી ખાસ જુરીની મદદ વડે ચલાવવામા આવી હતી —

**ખાસ જુરી.**

મી૦ જયોરજ હેનરી મેકાસલેંડ (ફોરમન)

"મી૦ મહમદ યુસફ મી૦ લુઇ વીલીઅમ માઇકલ મી૦ હરબર્ટ જ્યોરજ કલારક મી૦ સોરાબજી દાદાભાઈ દુબાશ મી૦ એ૦ જે૦ બીલીમોરીઆ, મી૦ હઇદરઅલી ઇ૦ ઇ૦ કરવા, મી૦ જેમસ એમ૦ મેયર અને મી૦ બરજોરજી બેરામજી દુબાશ

**ચેલનજ થયલા ખાસ જુરરો.**

ખાસ જુરી ગોઠવવામા આવતા સરકારે નીચલા બે ખાસ જુરરોને ચેલેન્જ કરવાથી તેમને જુરીમાથી મુકત કરવામા આવ્યા હતાઃ— મી૦ શાપુરજી સોરાબજી અને મી૦ રૂસતમજી ફરામજી વાડીઆ

**આ૦ મી૦ બ્રાન્સને જુરી સનમુખ રજુ કરેલો મુકરદમો.**

એડવોકેટ—જનરલ આ૦ મી૦ બ્રાન્સને એ પછી સરકારે તરફનો મુકરદમો જુરી સનમુખ રજુ કરતા જણાવ્યુ કે હુ તમારો લાબો વખત રોકવા માગતો નથી, પણ આરોપી કેટલો વખત લેશે તે હુ કહી શકતો નથી જો તે ડાહયો માણુસ હોય તો સઘળી જોખમદારી પોતાને માથે ખેચી લે અને લાબો વખત રોકે નહી જોખમદારી ખેચી લેવાના સબધમા મારે કહેવુ જોઇયે કે તા૦ ૧૫ મી મેને દીને કરવામા આવેલુ લખાણુ જો અમે અત્રે રજુ કરવા માગીયે છીયે તેને લગતો સઘળો જુમો તેને માથે છે ખુદ લખાણુ બતાવી આપે છે કે આરોપીસામેનો મુકરદમો કેવો છે આરોપીનો બચાવ શુ છે તે હુ જાણુતો નથી મેજીસ્ટ્રેટ સનમુખ તેને જે કાઇ કહ્યુ છે, તે પુરતુ નથી, સીવાય કે તે 'કાળ' પત્રનો અધીપતી હોવાનુ કબુલ કરે છે એ પત્ર પુના તેમજ મુબઇમા પ્રગટ થાય છે, એટલુજ અમારે માટે પુરતુ છે હુ આગળ વધીને કહુ છુ કે આરોપી 'કાળ' પત્રનો અધીપતી હોવા ઉપરાત તેનો માલીક અને પ્રગટ કર્તા પણ છે એ પત્ર આગળ જગતહીતેચ્છુ પ્રેસમા છપાતુ હતુ અને હાલ મનોહર પ્રેસમા છપાય છે તેણે તા૦ ૨૪મી માર્ચ અને તા૦ ૩ જી એપ્રેલ ૧૯૦૩ ને દીને એના સબધમા પુના મધ્યે ડેકલેરેશન આપ્યા જો તેમજ હોય તે આરોપીની કાયદેસર સ્થીતીમા કશો ફેરફાર નથી, વળી તા૦ ૧૫ મી મેના જે અકમા તકરારી લખાણુ આવ્યુ છે, તે પત્રમા પણ ઉપર કહ્યા પ્રમાણે આરોપી જણાવે છે કે તે મજકુર પત્રનો અધીપતી, છાપનાર અને પ્રગટ કરતા છે હવે તે પ્રગટકર્તા અને માલેક નથી એવુ કહેવુ અશકય છે હવે મજકુર પત્રમા જે કાઇ લખાણુ આવે તે મારે તે પોતે જવાબદાર છે શીવાય કે ચોકકસ લખાણુ માટે તે જવાબદાર નથી એવુ તે બતાવી આપે પણ કાયદો તો તેને એટલાનેજ જવાબદાર ગણે છે મજકુર પત્રમા તે પોતે જે કાંઈ લખે યા પત્રમા જે કાઇ આવે તે માટે તે જોખમદાર છે તેની ફોજદારી ગુન્હેગારી કાઇ કમી થતી નથી જો કાયદો આવી રીતુરી લખાણુ પસાર થવા દે તો દેશને બહુ ભારી પડી જાય વળી પરદેશના વર્તમાનપત્રોના તેવા ફીતુરી ઉતારા પણ તેમાથી ઉતારી લેવાય નકી તે મારે લખનારનો ફોજદારી ગુન્હાનો ઇરાદો, દેશની હાલત અને જે જાતમા એ લખાણુનો પ્રસાર થાય તે તમારે જોવાનુ છે હુ આસ મુકરદમા માટે મી૦ જસટીસ ચેચીએ આગલા મુકરદમામા જે સ્મીથ અપ જુરીને કહી સભળાવ્યુ હતુ તે ઉપર વધારે આધાર રાખુ છુ એ સ્મીથઅપ ફુલબેચ તેમજ પ્રીવીકાઉન્સીલે સ્વીકાર્યું છે અને તે પછી ફોજદારી કાયદામા છેવટનો સુધારો કરવામા આવ્યો છે તકરારી લખાણુ મુબઇમા વચાયુ હતુ અને તેથી આ કોરટની સત્તામા આ મુકદમો આવે છે એ સબધી પુષ્કળ જબાની છે કોર્ટની સત્તાનો સવાલ નકકી થયા પછી હુ બીજી બીના પર આવુ છુ આ ફરીઆદ માડવા માટે મુબઇ સરકારની પરવાનગીની જરૂર હતી, અને તે અમે મેળવી હતી, જે અત્રે રજુ કરવામા આવશે સરકારની મજુરીના પરીણામે આરોપીને મેજીસ્ટ્રેટ સનમુખ ઉભો કરવામા આવ્યો હતો જેણે તેને આ કોરટમા મોકલ્યો છે બીજો સવાલ કાયદાની જે કલમને આધારે હાલનો આરોપ

વરી કહાડવામાં આવ્યા છે, તે કલમોને લગતો છે તમારે પીનલકોડની ' ૧૨૪ એ ' અને ' ૧૫૩ એ' ઉપર ધ્યાન આપવાનુ છે બને આરોપો એક બીજાને મળતા આવે છે તમારે એ કલમોના શબ્દે શબ્દ જોવાના છે, આગલા રીતુરને લગતા એક મુકરદમામા આરોપીના ધારાના હીમાયતીએ એવી દલીલ રજુ કરી હતી કે રીતુરી લખાણુ માટે અંગ્રેજી કાયદા પ્રમાણે વરતવુ હું કહુ છુ કે અંગ્રેજી કાયદાને અત્રે કશુ લાગતુ વળગતુ નથી તમારે અત્રેના કાયદા ઉપરજ લક્ષ આપવાનુ છે મી૦ જસ-ટીસ સ્ટ્રેચીએ એવી મતલબથી જુરીને ચેતાવી હતી

આ દેશમા બોલવાની લોકોને છુટ અને છાપામા ટીકા કરવાની છુટ ચોકસ હદ સુધીજ આપવામા આવી છે સરકાર પગલા ભરે તે ઉપર ટીકા કરવા દેવામા આવે છે, પણ તેની પણ હદ હોવી જોઇએ અત્રે મી૦ બ્રાન્સને મી૦ જસ્ટીસ સ્ટ્રેચીના સ્મીગઅપ વાચવા માડયુ હતુ અને તેમ કરતા ટીકા કર્યા હતા કે કાંનુગેઅપ ફુલ બેચે તેમજ પ્રીવીકાઉનસીલે સ્વીકાર્યુ હતુ હુ તેના શબ્દો ઉપર વધારે આધાર રાખું છુ

નામદાર જડજ—તેના એક ભાગ સીવાય

આ૦ મી૦ બ્રાનસન—તેમજ છે અને તે બેદીલી ફેલાવવાની બાબત છે અને હુ તે વીશે હવે બોલવા માગુ છુ રાજ તરફ બેવફા થવા ઉશકેરી બેદીલી ફેલાવવાની છે લોકોમા ખરેખરી બેદીલી ફેલાઇ છે એવુ પુરવાર કરવાની કાંઇ જરૂર નથી લખાણુ કરવા પછી તેનો અર્થ તમારે કરવા નો છે તેમા તેનો ઈરાદો શુ હતો તે જોવાનું છે એજ પંકતીમા મુકાયલા આસામીઓ તરફથી એવી તજવીજ કરવામા આવી હતી કે એ લખાણુ કરવાની મારી મતલબ આવી હતી એ તમારે જોવાનુ નથી તમારે તો તમારી સનમુખ જે કાંઈ રજુ થાય તે જોવાનુ છે, 'કાળ' પત્ર પુના અને તેની આસપાસના શેહેરોમા ફેલાય છે અને ત્યા આવા તકરારી લખાણથી શુ અસર થાય તે તમારે જોવાનુ છે એથી નુકસાન શુ કરવા ધાર્યુ છે, તે તમારે જોવાનુ છે

ત્યારે કાંઈ ચોકસ વાક્ય ઉપરથી લખનારનો ઇરાદો જોવાનો નથી પણ આખા લખાણુ ઉપરથી જોવાનો છે, અને તે પછીજ તે ઉપર તમારે સંપૂર્ણ અને છુટા મનથી વીચાર કરવાનો છે અંક વખત એવો ખ્યાલ લઈ જવામા આવ્યો હતો કે ઉશ્કેરણીભરી લાગની ફેલાવવાની તજવીજ ઉપરાત તેવી તજવીજને ફત્તેહ મળી છે કે નહી તે જોવુ જોઇએ, હુ કહુ છુ કે તેમ કહેવુ તદન ભુલ ભર્યું છે આરોપીએ વાપરેલા શબ્દો તમારે જોવાના છે હવે તેને ફત્તેહ મળી છે કે નહી તે જોવાનુ નથી સરકારને લાગેવળગે છે ત્યા સુધી તો તકરારી લખાણુ સબંધી છે કાયદાની કલમ ખુલ્લી છે તેમા હુલ્લડ યા તોફાન વીશે કશો ઈસારો નથી કાયદામા એવુ કાંઇ નથી કે હુલડ યા તોફાન થાય તોજ લખનારને પકડવો એટલા માટે હુલડ અને તોફાન ઉશકેરવાની તજવીઝ પુરવાર કરવાની કાંઈ જરૂર નથી મારે તમારૂ વધુ અગત્યની બીના ઉપર ધ્યાન ખેચવાનુ છે તે એ કે ફરીયાદ હસ્તી ધરાવતી હોય તે ખરી હોય યા ખ્યાલી હોય કે જે ઉપર લખાણુનો આધાર બાધવામા આવ્યો હોય છતા પણ તે કાંઇ બચાવ કહેવાય નહી ફરીયાદ ખરી પણ હોય છતા ૧૨૪મી ' એ ' કલમ મુજબના આરોપમા તેવો બચાવ ટકી શકે નહી, એમ કાયદો કહે છે માજી વડા જડજ સર લોરન્સ જેનકીન્સે પણ એ ઠેકાણે પોતાનુ તેવુ મન જાહેર કરયું છે તમારે તકરારી લખાણુની ભાશા જોવાની છે, મારી દલીલો કાંઈ ખ્યાલી નથી, પણ આ કોરટના મુકરર થયલા કાયદા કાનુનોને અનુસરતી છે મારે તમને એટલુજ કહેવાનુ છે કે અંગ્રેજી કાયદાથી તમારે દોરવાઈ જવુ નહી, યાને હીંદ માટે નીરમાણુ થયલા કાયદાને બહાર જવુ નહી ૧૮૯૮ પહેલા કાયદા સબંધી ચોકસ બાબતમા મતફેર હતા અને તેના પરીણામે કાયદામા સુધારો કરવામા આવ્યો હતો મી૦ જસટીસ સ્ટ્રેચીએ જે વિચારો દરશાવ્યા હતા, તે કાયદામા સમાવવામા આવ્યા છે બેદીલીનો અર્થ બેવફાદારી ફેલાવવાની ચોકખ લાગણીની હાજરી

થાય છે. આ મુકરદમામા તેમજ હવે પછી નીકળનારા મુકરદમામા ઘણોજ અગતનો સવાલ સમાયલો છે તે જાહેર પ્રજા માટે, જરનાલીસ્ટો માટે તેમજ સરકાર માટે એક સરખી અગત્યતા ધરાવે છે ભાષણ અને લખાણના છુટા પણા માટે પ્રમાણીક જરનાલીઝમનુ રક્ષણ કરવાને તાજ તૈયાર છે હવે તકરારી લખાણ કાદાયની ૧૨૪ એ અને ૧૫૩ એ કલમમા આવે છે કે નહી તેનો આધાર તમો તકરારી લખાણ જેવી રીતે મનમા લેખો તે પર રહે છે હુ તકરારી લખાણ ઉપરાત એજ પત્રના તા૦ ૨૯ મી મે અને તા૦ ૫ મી જુનના અંકોપર પણ આધાર લેવા માગુ છુ એમ કરવામા મારી મતલબ એ છે કે તા૦ ૧૫ મી મેનુ લખાણ કરતી વેળા આરોપી શુ ઇરાદો ધરાવતો હતો તે દેખાડી આપવાની છે

નામદાર જજ—એ બે લખાણો નીચલી કોર્ટમા વચાયા છે અને પુરાવા તરીકે રજુ થયા છે ?

આ૦ મી૦ બ્રાન્સન–રજુ થયા નથી,પણ તેમ કરવાની અમે આરોપીને નોટીસ કરી છે કે અમે તેનો ઉપયોગ કરવા માગ્યે છીયે

નામદાર જજ–ત્યારે તમો આરોપવાળા તકરારી લખાણનેજ વળગીને બોલો

આ૦ મી૦ બ્રાનસન–આરોપીના બચાવ માટે ધારાનો હીમાયતી હાજર નથી અને તેને હુ કોઇ પણ રીતે નુકસાન કરવા માગતો નથી તમો નામદારની સુચનાથી હુ પછવાડેના બે લખાણો ઉપર બોલતા હાલ તુરત અટકીશ અને તે પુરાવા તરીકે રજુ થવા પછી તે ઉપર હુ જબાની લેવાયા પછી જે કાઈ બોલવુ હશે તે બોલીશ

અત્રે જુરીના ગ્રહસ્થોને તકરારી લખાણનો હાઇ કોરટે કરેલો તરજુમો આપવામા આવ્યો હતો અને એડવોકેટ–જનરલે આરોપીથી જાણવા માગ્યુ હતુ કે તે સામે તેને કાઈ વાધો છે કે ? આરોપીએ તેનો નકારમા જવાબ આપ્યો હતો

નામદાર [illegible] જણાવ્યુ કે તેમા કાઇ પણ ભુલ હશે તો તે ઉપર ધ્યાન ખેંચી શકા

આ૦ મી૦ બ્રાનસને આગળ ચાલતાં જણાવ્યુ કે આરોપી તરફથી કોઇ હાજર થયલું નહિ હોવાથી મારી સ્થીતી ઘણી નરમ થઇ પડી છે મારી સ્થીતી એવી થઈ છે કે કોરટને ખરા ગે પટર લાવવા તજવીજ કરવી જો આરોપીને તકસીરવાર ઠરાવવો જોઇતો નહી હોય તો હુ કાઈ તેને તકસીરવાર ઠરાવવા માગતો નથી અને તેવાજ વીચારથી હુ હવે તકરારી લખાણ ઉપર આવીશ, તકરારી લખાણમા સરકાર તરફ ધીક્કાર બતાવવામા આવ્યો છે તમારા મનમા એમ લાગે કે તેમા તેવુ કશુ નથી તો મુકરદમો પડી ભાગે છે પુરાવો પુરતો હોય તો તમો આરોપીને તકસીરવાર ઠરાવજો

અત્રે મી૦ બ્રાન્સને તકરારી લખાણ વવા માડી તે ઉપર ટીકા કરતા જણાવ્યું કે આ લખાણમા શું સુચના કરવામા આવી છે, તે તમારે જોવાતુ છે તેમા એવુ જણાવવામા આવ્યુ છે કે દેશીઓને જલદીથી, ઇનામો [illegible] દેવામા સરકાર છુપી નેમ ધરાવે છે મુઝફરપોરના બોબના બનાવના સબંધમા કહેવાતા બોબ ફેકનારને પકડવામા પોલીસે જે ભાગ ભજવ્યો છે, તેઓને ઇનામો કવખતે આપી દેવામા સરકારની નેમ વાજબી નથી તેમા વધુ એવુ આળ મુકવામા આવ્યુ છે કે આરોપીને પકડવામા યુરોપીયન પોલીસ અમલદારનો હાથ હતો, તેની જગા દેશીઓને આપવામા સરકારની છુપી નેમ હતી તેમા એવી ખુલી સુચના કરવામા આવી છે કે દેશી પોલીસ પોતાના દેશીઓને પકડાવી દેવામા દેશ તરફ દગલબાજી રમી છે એ સુચના આગળ ચાલતા વધુ ગભીર રૂપ લેતી ગઇ છે તેમા આગળ વધીને જણાવવામા આવ્યુ છે કે કેદીઓને પકડવામા દેશીઓનો હાથજ નહોતો યુરોપીયન પોલીસે એ ધરપકડ કરી હતી દેશી પોલીસે આરોપીઓને પકડયા હતા એમા સચાઇ નથી આરોપીઓને પકડનારા યુરોપીયન પોલીસ અમલદારોને પછાત રાખવામાં આવ્યા છે એ લખાણનો ભાવાર્થ એ સિવાય બીજો થતો નથી.

હવે બાજી આરટીકલમા જીલ્લાકટરના અમલદારને દેશી પોલીસ સાથ સરખાવ્યો છે, જીલ્લાકટરના અમલદારને લડાઇને લગતા નકશાઓ દુશ્મનને આપી દેવા માટે કરવામા આવતી સજા દેશી પોલીસના અમલદારોને પણ દેશ તરફ દગલબાજ નીવડયા માટે કરવી જોઇએ. એવી સુચના કરવામાં આવી છે દગલબાજીનું સીદ્ધાત કેવુ વર્ણવામા આવ્યુ છે તે તમો જોઈ સકશો તેમાં એવુ જણાવવામા આવ્યુ છે કે આખા હીદમાં કાંઈ ગભરાટ ફેલાયો નથી અને હીદ સરકાર કહેવાતી નામની સભાઓ બોલાવવાને ફરજ પાડે છે અને મુઝફ્ફરપોરના બનાવ તરફ દીલગીરી બતાવવાનુ સુચવે છે મુઝફ્ફરપોરનો બનાવ પછી છેક ૧૫ દીવસ રહીને એવી જાહેર સભા મળી હતી એ બતાવી આપે છે કે આવા બનાવો તરફ લોકો કાંઈ દરકાર કરતા નથી એમ તકરારી લખાણુમા સુચવવામા આવ્યુ છે એમ લખવામા લખનારની લાગણી રાક્ષસના જેવી છે એમ કહેવામા તેનો ઇરાદો લોકોને ઉશ્કેરવાનો નહી હતો તો બીજો શુ ઇરાદો હતો તે હુ સમજી શકતો નથી વળી તકરારી લખાણુમા આગળ વળી એટલે સુધી સુચના કરવામા આવી છે કે એ અંગ્રેજ સ્ત્રીઓના ખુન થયા તેવા ઘાતકી ખુનોની વીરૂદ્ધ તેનો દેશ નથી, અને જાહેર સભાઓ બોલાવી સરકાર ફારસ કરાવે છે આવુ કહેનારને શરમ હોજો લખનાર છેવટે રશીઆમા બોંબ છુટવા પછી ડુમા (પાર્લામેંટ)નો હક મળ્યો હતો એવુ જણાવી ઉમેરે છે કે હીદુસ્તાનમા પણ બોંબ છુટવા પછી સ્વરાજ્ય મળશે આટલુજ કહેવુ તેને તકસીરવાર ઠરાવવા માટે પુરતુ છે, તકરારી લખાણ કાયદાની ચુંગાલમા આવે છે, એમાં તો કાઇ સવાલજ નથી. તકરારી લખાણ માટે આરોપી કાયદેસર જવાબદાર છે, હવે હું જબાની લઇશ

મી૦ ભાસ્કર વીશનુ જોશીએ મી૦ બીનીંગની તપાસમા જણાવ્યુ કે હુ દશ વરસ થયા ઓરીએન્ટલ ત્રાન્સલેટરની આફીસમા છુ, હુ બ્રાહ્મણ છુ અને મારી ભાષા મરાઠી છે આરોપી ઉપર કામ ચલાવવાની પરવાનગી ઉપર સરકારનાં સેક્રેટરી મી૦ ક્વીનની સહી છે તા૦ ૧૫ મી મેનું કાળ પત્ર હુ રજુ કરૂં છુ મે તેનો તરજુમો કીધો છે વળી હાઈ કોર્ટના ત્રાનસલેશન ખાતા તરફથી તરજુમો કરવામા આવ્યો છે તે મારી પાસે છે તે મે વાચ્યો છે અને તે ખરો તરજુમો છે, કાળની તા૦ ૨૦ મી મારચની નકલ મને મારી આફીસમાં મળી હતી મારી ઓફીસમા જે સઘળા વર્તમાનપત્રો આવે છે તેમા જે અગત્યનુ હોય તેનો તરજુમો કરવાનુ મારૂ કામ છે. તેમા અધીપતીના છુટાછવાયા વીચારોનો મથાળાં હેઠળના લખાણુનો મે તરજુમો કરયો છે તા૦ ૨૯ મી મેના કાળના અંકનો પણ મેં તરજુમો કરયો છે વળી તા૦ ૫ મી જુનના અંકમા જે લખાણ આવ્યુ છે તેનો પણ મેં તરજુમો કરયો છે, તેનુ મથાળુ "હીદુસ્તાનમા બોંબ ગોળા આવવાનુ મુળ કારણ અંગ્રેજો પોતેજ" છે

ઉપલા લખાણો મી૦ બીનીંગે પુરાવામા રજુ કરયા હતા પણ આરોપીએ તે સબંધમા કાંઇ પણ ઉલટપાલટ તપાસ ચલાવવાની ના પાડી હતી

હીદ એજન્સીના મેનેજર નારાયણ કેલકરે મી૦ બીનીંગની તપાસમા જણાવ્યુ કે, મારી એજન્સી ચોપડીઓ ઉપરાત વર્તમાનપત્રો વેચે છે કાળની અઠવાડીએ ૧૫૦ નકલ મને મળે છે છેલ્લા ચાર પાચ માસ થયા હુ કાળ પત્ર વેચુ છુ મને ૧૦૦ નકલનો રૂા ૧—૧૨ આપવા પડે છે જ્યારે છોકરાઓને હુ આનાની ત્રણ નકલ તરીકે તે વેચું છુ

આ સાક્ષીની ઉલટપાલટ તપાસ ચલાવવામા આવી નહોતી

મુંબઇના કલેક્ટરની ઓફીસના કલાર્ક મી૦ અનંત લક્ષ્મણે મી૦ બીનીંગની તપાસમા જણાવ્યુ કે, તા૦ ૧૫મી મેની કાળની નકલ મને મળી હતી કાળનો હુ દશ વરસ થયા ઘરાક છુ મને ટપાલ મારફતે મુંબઈમાં કાળપત્ર મળે છે.

મી૦ ગણુપત કીષ્ણાજી પટેલે પણ કાળ પત્ર પોતાને મળવાને લગતી જુબાની આપી હતી

અત્રે મી૦ બીનીંગે જણાવ્યુ કે ફરિયાદ પક્ષનો મુકરદમો પુરો થયો છે

મી૦ બ્રાન્સને જણાવ્યુ કે કાળ પત્ર મનોહર છાપખાનામા છપાતુ હતુ તેને લગતા સાક્ષીઓ પુણેથી અત્રે આવી પુગેલા છે તેઓ સવારના આવ્યા નહોતા

મી૦ જસટીસ દાવરે જણાવ્યુ કે ફરિયાદ પક્ષે મુકરદમો પુરો કીધેલો જણાવ્યો છે અને તેથી ખરી જરૂર નહોય તો તેને લગનો પુરાવો પાછળથી રજુ કરવો

મ૦ બ્રાન્સને જણાવ્યુ કે આરોપીને સજા થાય તો તે છાપ્રખાનુ જપત કરવા માટે અરજ કરવા સબધમા તે જુબાની અગત ધરાવે છે

નામદાર જડજે જણાવ્યુ કે તેવી અરજ કરવાની હોય ત્યારે તે પુરાવો રજુ કરવો હાલ હુ મી૦ બ્રાન્સનની અરજને લગતી નોધ લેઉ છુ

નામદાર જડજે આરોપીને પુછ્યુ કે પડેલી જબાની પર તમો કાઇ ખુલાસો કરવા માગો છો ?

આરોપી—હુ ખુલાસો કરવા માગુ છુ

નામદાર જડજ—તમારો ખુલાસો લખેલો છે ?

આરોપી—હા

નામદાર જડજ—ત્યારે તમો તે જુરી સનમુખ વાચી સંભળાવો અને પછી તે મને આપો

અત્રે આરોપીએ નીચલો લેખીત ખુલાસો વાચી સભળાવ્યો હતો

### આરોપીનો લેખીત ખુલાસો.

હુ શીવરામ મહાદેવ પ્રાજપે તે હાલના મુકરદમાનો આરોપી નીચે મુજબ જણાવુ છુ:— પુના મધ્યે દર શુક્રવારે સવારના પ્રગટ થતા વર્તમાનપત્ર ' કાળ 'નો હુ અધીપતી, પ્રગટ કર્તા અને માલેક છુ અને તેમ હોવાથી એ પત્રમા પ્રગટ થતી સઘળી બાબતોની કાયદેસરની જોખમદારી સ્વીકારૂ છુ મારા પત્રની નેમ હમેશા મારા દેશ વતનીઓની હાલત સુધારવામાં મદદ કરવાની છે, હાલના મુકરદમામાં આવેલી તકરારી આર્ટીકલોના સબધમા હું કબુલ કરૂ છુ કે તેમા મારા પ્રમાણીક વીચારો જણાવ્યા છે અને તે વીચારો મજકુર આર્ટીકલોમાં દર્શાવતા મે કદીપ્ણ વીચાર્યું ન હતુ અને હજીપ્ણ હુ વીચારતો નથી કે તેમ કરવામા મેં બ્રીટીશ ઇડીયાનો કાઈપણ કાયદો તોડયો હોય ચોકસ સરકારી કામો સામે ટીકા કરવા અને અઠવાડીક બાબતો અને લોકોના સામાન્ય વીચારો દરશાવવાનો મે તેમા ઇરાદો રાખ્યો હતો હુ ખચીત જ માનતો હતો અને હજી પણ માનુ છુ કે પોલીસ અમલદારોને ચોકસ વખતે ઇનામે આપવામા ઉતાવળ કરવામા આવી હતી અને તે પગલુ ભરવામા સારી સલાહ મળી નહોતી બોમ્બ ગોળાના બનાવને લગતો સભા ઉપરની હુ અતકરણ પુર્વક માનું છું કે હીંદુસ્તાનના નુકતેચીનીમા સરકાર તે દાબી દેવાના પગલાઓ ભરવામા આડે મારગે દોરવાય નહી તે માટે સરકારને ચેતવણી આપવાની નેમ વામા આવી હતી

લોકોને રાજદ્વારી હકો આપવાથી પ્રજાનો અનતોશ શાન્ત પાડવાનો એકલો ઇલાજ છે તકરારી લખાણમા એ શીવાયની જે બીજી બાબત સમાવવામા આવી છે તે મુખ્ય અનુમાન પુરવાર કરવાને માત્ર મદદ કરનારી છે પોલીસ અમલદારો અને મોટા અધીકારીઓ સામેની મારી નુકતેચીનીઓ તેઓના ઓધારૂપી કામોની ઉપર રચાયલી છે અને તેથી કરીને કોમો વચે કોઇ પણ જાતની દુશમની ઉભી કરે એમ ગણી શકાય નહી આથી હુ જણાવુ છુ કે મારી સામે મેલવામા આવેલા બને આરોપોમાથી મને મુકત કરવો જોઇએ

અત્રે નામદાર જડજે સેશન્સ આજદીનપર મુલતવી રાખી હતી

### પોલીસ બંદોબસ્ત.

આ મુકદમા દરમ્યાન કોર્ટમા લોકોની ગીરદી ન થાય અને કોર્ટના કામમા ખલલ નહી પુગે

માટે મુંબઇની સીટી પોલીસ કોર્ટના મકાનમા અંદર બહાર સારો બંદોબસ્ત રાખ્યો હતો

મંગળવાર તા૦ ૭ મી જુલાઇ ૧૯૦૮

ચાલુ સાલની ત્રીજી ફોજદારી સેશન્સની એક બેઠક આજ દીને હાઇકોર્ટમા નામદાર જડજ મી૦ દીનશાહ દાવરના પ્રમુખપણા હેઠળ મળી હતી

## "કાળ"ના અધીપતીની શરૂ થયલી તપાસ.

### આરોપીએ કીધેલો પોતાનો બચાવ.

આ મુકરદમાની તપાસ નીચલી ખાસ જુરીની મદદ વડે ચલાવવામા આવી હતી —

### ખાસ જુરી.

મી૦ જ્યોર્જ હેનરી મેકોસલેડ (ફોરમેન) મી૦ મહમદ યુસફ, મી૦ બુઘ વીલીઅમ માઠકલ, મી૦ હરબર્ટ જ્યોર્જ કલાર્ક, મી૦ સોરાબજી ...લાભાઈ-દુબાસ, મી૦ એ૦ જે૦ બીલીમોરીઆ, મી૦ હૈદરઅલી ઇ૦ ઇ૦ કરવા, મી૦ જેમ્સ એમ૦ મેયર અને મી૦ બરજોરજી બેરામજી દુબાશ

### આ૦ મી૦ બ્રાન્સનનુ સમીંગઅપ.

સરકાર તરફથી આ૦ મી૦ બ્રાન્સને પડેલી જબાનીનો સાર જુરીને કહી સંભળાવતા જણાવ્યુ કે ગઈ કાલે મે તમો સનમુખ લંબાણ ભાષણ કર્યું છે, અને તમો સાભળી ખુશી થશો કે હુ આજે લંબાણ કરવા માગતો નથી હુ તમોને એટલુંજ કહુ છુ કે તકરારી લખાણ આખુ લક્ષ પછી જુઓ કે તે કાયદાની ૧૨૪ એ અને ૧૫૩ એમા તેનો સમાવેશ થાય છે કે નહી ? આરોપીનો એ લખાણ કરતી વેળા ઇરાદો શુ હતો તે તમારે જોવાનુ છે. તમે એવા ઠરાવ ઉપર આવો કે લોકોમા બેદીલી ફેલાવવામા સરકાર સામે બેવફા થવાને ઉસ્કેરણી કરવામા આવી છે અને કોમ કોમ વચ્ચે અથડામણ કરવાની તજવીજ કરવામા આવી છે તો તમો આરોપીને તકસીરવાર ઠરાવજો તમોને તમારા અનુમાનપર આવવા માટે તકરારી લખાણ તમારા હાથમા મુકવામા આવ્યા છે, તે વાચવાની તમને તક મળશે મારે માટે એટલુજ જરૂરનુ છે કે વાંધા ભર્યાં ફકરા કયા છે તે ઉપર તમારૂં ધ્યાન ખેંચવુ અને વીગતમા ઉતરવુ નહી તા૦ ૫ મી જુનનુ લખાણ તમારા હાથમા મુકવામા આવ્યુ છે તેની શરૂઆતમા જણાવવામા આવ્યુ છે કે હીંદુસ્તાનમા બોમ્બ આવવાનુ શરૂઆતનુ કારણ અંગ્રેજોજ છે તેમા એવી સુચના કરવામા આવી છે કે અંગ્રેજો ગભરાટમા પડયા છે હુ કહુ છુ કે એ તો લખનારનો ખાલી ખ્યાલ છે આ શુ હીંદુસ્તાનમા બેદીલી ફેલાવવાની તજવીજ કહેવાય નહી ? એવા લખાણ તરફ આખ વીચામણા કરવામા નફતાઇ કહેવાય એ લખાણમા કેરહારડી વીશે ઇસારો કરવામા આવ્યો છે છેવટે ઉમેરવામા આવ્યુ છે કે રશીઆની જુલમી રૂઢી અખત્યાર કરવી એવી સુચના કરવામા આવી છે કે અંગ્રેજ સરકાર રશીઆન સરકાર જેટલી જુલમી છે, માટે રશીઅન રૂઢી અખત્યાર કરો અને હીંદુસ્તાનમા બોમ્બ ફેંકો વળી જવાનયાઓના શીક્ષણમા ફેર પડયો છે, આગળ જવાનયાઓ સીવીલ સર્વીસ અને બાર માટે અભ્યાસ કરવા વીલાયત જતા હતા, પણ હાલ તેઓ બોમ્બ બનાવવાનુ શીખવા યુરોપ જાય છે આ ફેરફાર ખુદ અંગ્રેજોનેજ આભારી છે સરકાર મરકી, દુકાળ, બંગાળાના ભાગલા વગેરેનુ કારણ છે, અને તેના પરીણામે દેશપર આફત આવી પડી છે એ સઘળા માટે અંગ્રેજોને ઠપકો આપવો ઘટે છે એ સઘળુ લખાણ શું બતાવે છે? એ લખાણ શું કાયદાની ચુંગાલમા આવતુ નથી? તમારી સનમુખ ચાર લખાણો છે, તે પહેલેથી છેલે સુધી વાચજો હુ એમ કહેતો નથી એક વાકય વાચો આ એક વાંધાભરયો શબ્દ આવ્યો છે તે વાચો તેમ કરવા પછી તમો તમારા છેવટના અનુમાન પર આવજો જો આરોપીનો બચાવ ધારાના હેમાય

ગીએ કરયો હતે તો મારે કાંઈ કહેવાનુ રહેતે નહી જો આરોપી એમ ધારતો હોય કે રાજ્ય દ્વારી તકરાર લાવી તમારા મન ઉપર અસર કરૂ તો નામદાર જડજ તેવી કશી પણ તજવીજ કરતા અટકાવશે

## આરોપીએ પોતાના બચાવમાં કરેલું ભાશણ.

આરોપી મી૦ પ્રાજપેએ એ પછી પોતાના બચાવમા જણાવ્યુ કે હું સારી પેઠે જાણુ છુ કે એડવોકેટ-જનરલે જે ચેતવણી આપી છે તે આપવાની કાંઈ જરૂર નથી આ ન્યાયની કોર્ટ છે કે જ્યા હુ પોતે ઇન્સાફ મેળવવા આવ્યો છુ વકીલ નહી રોકવામા મારો ઇરાદો એવો નહી હતો આવુ આળ મુકવામા આવશે એવી મે કદી આશા રાખી નહોતી હુ કાઇ વકીલ નથી પણ યુનીવરસીટીનો ગ્રેજ્યુએટ છુ અને તમારા જેવોજ એક સાદો પુરૂશ છુ મારો વીચાર એવો છે કે આ મુકરદમામા કાયદાની બાબત ઘણી છે, પણ મુકરદમાનો મોટો ભાગ તકરારી લખાણ સબધી છે અને તે વીશે મારા વીચારો શુ છે તે દરશાવવાની જરૂર છે એટલાજ માટે મે વકીલને રોકયો નથી, મને એવો ખ્યાલ આવ્યો છે કે મે જે કાંઇ લખયુ છે તે હુ પોતે ઘણી સારી રીતે સમજાવી શકુ, અને લખાણ કરવામા મારો ઇરાદો શુ હતે તે દેખાડી આપુ હુ મુકરદમાની બાબત રજુ કરીશ. અને કાયદા સબધી વીચાર નામદાર જડજ આપશે નામદાર જડજનો મને પુરનો વીશવાસ છે અને તે નામદાર સરકાર તેમજ આરોપી તરફના ખ્યાલોનુ સમતોલપણુ દેખાડી આપશે મારી ખાત્રી છે કે મને નામદાર કોર્ટ ઇન્સાફ આપશે અને તે ઇન્સાફ મારા દેશને માટે અને મારા દેશવાસીઓ માટે હુ મેળવીશ મારા ચારે લખાણ તમો એકવાર વાચશો નહી પણ ઉપરાચાપરી વાચી જોશો અને પછી છેવટના અનુમાનપર આવશો જો તમો એવા અનુમાનપર આવો કે મે ફીતુરી લખાણ કર્યુ છે તો બલબતા તમો તેવા ફેંસલો જાહેર કરજો અને તેની શીક્ષા ભોગવવાને તૈયાર છું. પણ જો તમો એવા અનુમાનપર આવો કે હુ પ્રમાણીક માણુસ છું, અને પ્રમાણીક નીષ્ઠાથી મે સરકારના કામકાજપર નુકતેચીની કરી છે તો પછી તેનો લાભ તમો મને આપશો આ મુકરદમામાં ફરીયાદ પક્ષે મારાં લખાણની ફોજદારી નેમ બતાવી આપી નથી. કાયદો કહે છે કે જ્યાં ફોજદારી ઇરાદો હાજર નહી હોય ત્યા કોઇ પણ કામ ફોજદારી કહેવાય નહી તમો મારા ચારે લખાણો વાચો અને પછી જુઓ કે તેમા કાઇ ફોજદારી ગુનાહનો ઇરાદો હતો કે ? મારો ઇરાદો ભલો હતો અને લખાણમા મે સરકાર તેમજ પોલીસને ચોકસ ચીજ કરવાની અરજ કરી હતી હાલ જે ગભીર મામલો થઈ પડયો છે તે સબધી સરકાર અને સરકારી અમલદારો સનમુખ મારા વીચારો રજુ કરવાની મે મારી ફરજ સમજી છે સરકારને તેનો ઇલાજ લેવા પગલા ભરવાની ભલામણ કરી છે જો લખાણનો સાર એવોજ આવે તો પછી હુ અત્રેથી છુટો થવાનો હક ધરાવુ છુ દેશની હાલત સુધારવી હોય તો તે કોણે સુધારવી જોઇએ ? દેશના ભલા માટે ખરા જુમેદાર આસામી કોણ છે કે દેશને સુધારી શકે ? હુ કહુ છુ કે તે સરકાર છે હુ માત્ર એક આસામી છુ અને દેશને સુધારવા સરકારને હુ મારા વર્તમાન પત્ર મારફત અપીલ કરતો રહ્યો છુ તેવી અપીલ કરવા મે ભુલ કરી હોય અને તે માટે તમે મને તકસીરવાર ઠરાવો તો હું તેનુ પરીણામ ભોગવવાને તૈયાર છુ તમે અગ્રેજો તેમજ મારા દેશી બધુઓ મારી તપાસ માટે બેઠા છો અને તમને સર્વને તમારા દેશ માટેનો ચાહ છે દેશ તરફ ચાહ દેખાડવો તે બીન હાસલે દેશની સેવા બજાવવા બરાબર છે જે દેશમા આપણે જન્મીયા હોઇયે તેનુ ભલુ કરવાને આપણે સઘળા તૈયાર હોઇયે છીયે હુ કહુ છુ કે દેશની સેવા બજાવવી તે કાંઈ ગુનાહ નથી દેશની સેવા બજાવવાની જે લાગણી માણસમા પેદા થાય છે, કે તે દેશ માટે કાંઇ કરી બતાવવા ઇચ્છે છે, અને તેમ કરવામાં તેને

રકારને અપીલ કરવી પડે છે, સરકાર પોતે
પણ ભુલ કરે છે અને તેવા ભુલના આ દાખલા
છે સરકાર કાંઇ પરમેશ્વર નથી, તે આપણી
માફક માણસ જાત છે, હુ મારા દેશનુ ભલુ
કરવાની લાગણી ધરાવુ છુ હુ તમો સનમુખ
મારા દેશની હાલત તકરારી લખાણ મારફતે
રજુ કરૂ છુ, અને એક અધિપતી તરીકેની તે
મારી ફરજ છે તે કોણ નાપાડમે? વર્તમાન પ-
ત્રનુ કામ શું છે? સરકારના વીચાર લોકોને જ-
ણાવવા અને વરતમાનપત્રો ચલાવવાનો એ એક
મુખ્ય નીયમ છે અને તે નીયમને શુ તમો
ફોજદારી ગુનાહ ગણવા માગો છો જો ઇરાદો
ભલો હોય તો તે કાંઈ ફીતુરી કહેવાય નહી
મારી સામે એવો આરોપ મેલવામા આવ્યો
છે કે મે લોકોમા બેદીલી ફેલાવી છે કાયદો ક
હે છે કે નજીવી ચીજપર ધ્યાન આપવુ નહી
શબ્દ કોષમા 'એક્ષાઇટ' નો અર્થ એવો કરવામા આ
વ્યો છે કે મજબુત ઉશકેરણી ફેલાવવા કે જેથી
હો હો થઇ રહે મે કાંઈ તેવુ કીધુ નથી
બોમ્બનુ નામ આવ્યુ ત્યા તે શબ્દનો ઘણો કે
કાંઈ ઉપયોગ કરવામા આવ્યો તેથી કાંઇ ચોકી
જવાનું નથી મેં મારા લખાણમા તો એવુ સુ
ચવ્યું છે કે લોકોએ બોમ ફેંકવા નહી અને
સરકારે યોગ્ય પગલા ભરવા મારે અત્રે કબુલ
કરવું જોઇએ કે એડવોકેટ–જનરલ આ મુકરદમા
મા ઘણી ભલી રીતે વરત્યા છે તમારે તકરારી
લખાણના માત્ર ચોકસ ફકરાઓપર આધાર રા
ખવો નહી, લખનારની સામાન્ય મરજી યા મ-
તલબ શુ હતી તે તમારે જોવાનુ છે, લખાણમા
સરકારને જુલમી પગલા નહી ભરવાને લલચાવ-
વાની તજવીજ કરવામા આવી છે લોકો અ
સતોશી બન્યા છે અને વધુ સખ્ત પગલા
ભરવાથી લોકોના દીલ ઉઠી જશે એવા લખાણ
કરવા તે શુ ફીતુરી કહેવાય કે? દેશમા અશાતી
ફેલાઈ છે તે બીના કોણ કબુલ કરતુ નથી?
ખુદ અંગ્રેજો કબુલ કરે છે કે દેશમા અશાતી
છે હવે કરવુ શુ તે રહ્યુ છે એનો ઇલાજ
સુચવવાનો છે અને અમે કહીએ છીયે કે લોકોને
હક આપો

અમારૂ કહેવુ એવુ છે કે લોકોને રાજ્ય
દ્વારી હકો આપવાથીજ અસરકારક ઈલાજ લે-
વાઇ શકાશે દેશની હાલત ખુલાસાવાર જણાવવા
મા આવે અને લોકો શુ હક માગે છે તે બતા-
વવામા આવે તે રીતીને તમો શુ ફીતુરી લેખ
શો? જો તેમજ હોય તો પછી વર્તમાનપત્રવાળા-
ઓએ પોતાની ઓફીસો બધ કરવી જોઈએ હું
મારા દેશના ભલા માટે મારી ફરજ બજાવવાનો
હક માગુ છુ અને કહુ છુ કે કોઈપણ અગ્રે-
જ કરતા હુ પોતે મારા દેશની સ્થીતી વધારે
સારી રીતે સમજી શકુ છુ હુ મારા પોતાના
માટે સરકાર પાસ તેમજ લોકો પાસ કશુ
માગતો નથી દેશની ફરજ બજાવવા જતા અ
મારા હાથ આવી રીતે બાધી લેવામા આવે, આ-
વી હરકતો નાખવામા આવે તો પછી વર્તમાન
પત્રો ચલાવવાની જરૂર શી છે? મારા લખાણ
ની મુખ્ય ધારણા વચલે વાધેના પગલા ભરવા
સરકારને લલચાવવાની છે હાલમા હીદુસ્તાન
મા અશાતી ફેલાઈ છે અને તે સબધી હીદી
વજીર લોર્ડ મોરલીએ બોલના જે ઉદ્દગારો જ
ણાવ્યા છે તે કાંઈ અમો વર્તમાન પત્રવાળાઓ
ના વીચારથી જુદા નથી લોર્ડ મોરલી પોતે
કહે છે કે 'આપણે હીદની રૈયતને કેળવણી આ
પી છે અને તેના પરીણામે તેઓમા જે ઇચ્છા પે
દા થઈ છે તે માટે તેમને સતોષ આપવોજ
જોઇયે' એજ પ્રમાણે મારૂ પણ કહેવુ છે કે
આપણે કાઇ ઇલાજ સોધી કહાડવો જોઇયે
અને દેશમા શાતી ફેલાવવી જોઇયે પ્રમાણીક
દેશીઓ પણ જે માગે છે તે દેશમા શાતી ફે-
લાવવી જોવા માગે છે એ પગલુ માત્ર સર-
કારનાજ લાભ માટે નથી પણ રૈયતના લાભ
માટે છે એકદમ સખત પગલા ભરવાથી
કાઇ વળવાનુ નથી રૈયતને કોઈ જાતના હક બ-
ક્ષવા જોઇએ મારા લખાણ મારા ખુલાસા
પછી વાચી જુઓ અને તેના ભાવારથ હું કહુ છુ તેવો
થાય છે કે નહી તેનુ સમતોલ કરી જુઓ રૈયતને હક
મલશે તો શાત પડયા વગર રહેશે નહી મારા
લખાણમા તેવીજ ધારણા રાખી હોય તો પછી
મને બીન તકસીરવાર ઠરાવવો જોઇયે મે કાંઈ

હું આવુ છુ બંગાલમાં બોમ્બ છુટવાનો જનસીપ બનાવ બન્યો છે હાલ અહી જે રીતુરી લખાણના મુકદમાઓ ચાલે છે, તે મારા મત પ્રમાણે બંગાળમા બોમ્બ છુટવાને પરીણામે છે બંગાલમા બોમ્બ છુટા છે, પણ મુંબઇ ઇલાકામા તેવું કશુ નથી અલબત્તા સામાન્ય અશાંતિ છે, અને તેમ હીંદમા સઘળે છે અહી સઘળુ શાંત છે એટલાજ માટે હુ કહુ છુ કે સરકારે અત્રે એ મુકદમાઓ માંડવા જોઇતા નહતા અમે કાંઇ બોમ્બ ફેંકવાની ઉશ્કેરણી ફેલાવતા નથી મારા લખાણમા તેવુ કશુ બતાવવામા આવ્યુ નથી આપણો ઇલાકો શાંતી ભોગવે છે આ બનાવના સંબંધમા આપણે નશીબવંતા છીએ અહી કોઇ ખુદીરામ નથી, અને તેટલાજ માટે કહુ છુ કે આ મુકરદમા ચલાવવા જોઇતા નહોતા રીતુર ફેલાવવાનો મારો ઇરાદો ન હતો બેકન કહે છે તેમ અશાંતીનુ કારણ દૂર કરવા સરકાર તેમજ રૈયતના લાભ જાળવવા મે લખાણ કરયા છે અને દેશની સેવા બજાવ્યા સીવાય મે બીજુ કશુ કર્યુ નથી

**નામદાર જડજનુ ચારજ-સીમીંગ-અપ.**

નામદાર મી૦ જસટીસ દાવરે એ પછી પોતાનુ સમીંગ-અપ કહી સંભળાવતા જણાવ્યુ કે મારેજ કાંઈ કહેવુ છે તે ઉપર તમો લક્ષ આપશો એવી આશા રાખુ છુ ગઇ કાલે આરોપી તરફથી ધારાના હીમાયતની હાજર નહી થયો તે વેળા મને દીલગીરી પેદા થઇ હતી, પણ તેણે જે રીતે મુકરદમો રજુ કર્યો છે તે જોતા તેણે ઘણી જ ઉતમ રીતે રજુ કર્યો છે અને મારી દીલગીરી હવે દુર થઈ છે જો આરોપી નીરદોષ હોય તો તેને નીરદોષ ઠરાવજો અને તકસીરવાર હોય તો તેમ ઠરાવજો તમે અત્રે સોગંદ ઉપર બેઠા છો અને જાતીબંધુના ગંભીર વાંક માટે તપાસ ચલાવો છો તો, તેવા સમયે તમે જાતી લાગણી ભુલી જશો જે કાંઈ બાહાર સાંભળ્યું હોય યા વાંચ્યુ હોય તે મનમાથી કહાડી નાખજો અને પછી રજુ થયલા પુરાવાપર નજી છેવટ ઉપર આવજો કાયદાના મારા ઉપર તેમજ તમારા ઉપર ખાસ ફરજ નાખી છે, તમે એડવોકેટ જનરલ તેમજ આરોપીનુ બનેનુ કહેવુ શુ છે તે તમોએ સાંભળ્યુ છે મારી ફરજ તમને કાયદો સમજાવવાની અને ખરી બીનાઓ દરશાવવાની છે બીનાઓ તમારી સન્મુખ રજુ થઇ છે તકરારી લખાણ તમારા કબજામા છે હવે મુશ્કેલી જેવુ કશું રહયુ નથી તમારે કોઈપણ રીતે ગભરાઇ જવુ નહી આરોપી સામે ફોજદારી કાયદાની જુદી જુદી બે કલમો પ્રમાણે કામ ચલાવવામા આવ્યુ છે અને તે કઇ કલમ પ્રમાણે તકસીરવાર ઠરે છે તે તમારે જોવાનુ છે આરોપીએ સઘળી જોખમદારી ખરા માનસાઈ ખવાસથી ઉપાડી લીધી છે તમારે જે જોવાનુ છે તે એ કે આરોપીએ ૧૨૪ એ કલમનો ભંગ કર્યો છે કે નહી? લોકમા બેદીલી ફેલાવવાની તજવીજને ફતેહ મળી છે કે નહી તે જોવાનું નથી, પણ તેવી તજવીજ થઈ છે કે નહી તે જોવાનુ છે બેદીલીનો અર્થ સરકાર સામે લોકોને બેવફા બનાવવાની છે વર્તમાનપત્રવાળાઓને સરકારના કામકાજ સામે ટીકા કરવાનો હક છે તેમા તેઓ સખત ભાશા વાપરી શકે પણ તે ભાશા એવી નહી જોઇયે કે જેથી લોકોમા બેદીલી ફેલાય અત્રે નામદાર જડજે જુરીને કાયદા સંબંધી સમજણ આપી હતી અને તેમ કરતા જુદા જુદા મુકદમાઓની સાહેદતો ટાંકી બતાવી જણાવ્યુ કે રીતુર અને બેદીલી શાને કહેવી એ બાબદતો ઉપરથી જણાય આવે છે એ પછી નામદાર જડજે તકરારી લખાણ ઉપર આવતા જણાવ્યુ કે તેની નકલ તમારા કબજામા છે અને તે તમો આખી વાંચ્યા પછી છેવટના અનુમાનપર આવજો હુ માત્ર ચોકસ ફકરાઓ ઉપર મને બાજુ રજુ કરીશ, તે સ્વીકારવી કે નહી તે તમારૂ કામ છે લખાણ તમારે વાચવુ અને પછી તેની અસર શુ થાય છે તે તમારે જોવાનુ છે એ લખાણ વાચનાર મોટે ભાગે મરાઠાઓ છે, તેઓમા એ લખાણ વાચવાથી શુ અસર થાય તે તમારે જોવાનુ છે તમારે તકરારી લખાણ ઉપર મુખ્ય આધાર રાખવાનો છે જો તમને

હૈ પર શક લાગે તોજ તે પછીના રજુ થયલા લખાણુ ઉપર તમારે જવાનુ છે આરોપીએ ખુલ્લાસો કરયો છે અને પોતાના લખાણુનો ભ-વારથ વીગતે દરશાવ્યો છે આરોપીનુ કહેવાનુ હુ સમજ્યો છુ તે કહે છે કે આખા અઠવાડયાના બનાવો ભેગા કરી તેપર તે ટીકા કરે છે મુઝફ્ફરપોરના ઇનામની અને માલટાના અમલદારને થયલી સજાની બાબત ભેગી કરી દીધી મુઝફ્ફરપોરના બનાવ સંબંધી આરોપીએ દલગીરી જાહેર કરી છે તે જોઈ હુ ખુશી થયો છુ, પણ તે દીલગીરી તેના લખાણુમા છે કે નહી તે તમારે તપાસવાનુ છે ઇનામો સબંધી ટીકાના સબંધમા આરોપીએ ટીકા કરી છે મુઝફ્ફરપોરમા બોબ ફેકી બે બાનુઓના જાન લેવામા આવ્યા છે, તે ગુનોહ ઘણો નીચ છે સરકારે ઇનામો જાહેર દેવાના સબંધમા આરોપીની નુકતેચીની વ્યાજબી રચાયલી છે કે નહી તે તમારે જોવાનુ છે એમા સરકારની છુપી નેમ વીશે ટીકા કરવામા આવી છે હવે લખનારે માલટાના અમલદારને માલટાના બચાવનો પ-લાનો વેચી નાખવા માટે જે સજા સુચવવામા આ-વી હતી, તેવીજ સજા મુઝફ્ફરપોરનો ગુનાહ કરના-ર, આરોપીઓને પકડવામા દેશી સીપાઇઓને પોતાના દેશ તરફ દગલબાજ બનવા માટે સુચવવામા આવી છે એ બદલ આરોપીએ લખાણુ ખુ-લાસો કર્યો છે, તે સ્વીકારવો કે નહી તે તમારે જોવાનુ છે આરોપીએ મેમનસના મુકદમાનો ફકરો ટાકી બતાવ્યો છે જે માટે તે જોખમદાર છે એ મુકદમામા તેમજ કલકત્તાના એક મુકદમામા સ્વરાજ્યનો અર્થ જુદી રીતે કરવામા આવ્યો છે મધરાસના મુકદમામા સ્વરાજ્યનો અર્થ એવો કરવામા આવ્યો છે કે પરદેશી રાજ્યની હકુમતમાથી મુકત થયલુ સ્વરાજ્ય જોઇએ છે હવે એ પરદેશી રાજ્ય કોણ છે ? અલબત્ત અંગ્રેજ રાજ્ય કલકત્તાના મુકદમામા તેવો અર્થ કરવામા આવ્યો નથી, પણ તેનો અર્થ બ્રીટીશ રાજ અમલ હેઠળનુ હોમરૂલ એવો કરવામા આવ્યો છે આરોપીએ ખોલાસો કર્યો છે તે કેટલેક દરેજ વાજબી છે કે મોટા હકો માટે હોહા કરવાથી થોડા ઘણા બી હક મલે પણ એ લખાણુનો અર્થ તમારે કરવાનો છે આરોપી વાજબી કહે છે કે હીદીવાનો કાઇ એનારકી માગતા નથી. પણ સ્વરાજ્ય માગ્યે છીયે પણ બોબ વીશેનો ઇસારો તમારે જોવાનો છે

અત્રે વખત થઇ જવાથી વધુ તપાસ મુલતવી રહી હતી

---

ગુરૂવાર તા૦ ૯ મી જુલાઇ ૧૯૦૮

---

ચાલુ સાલની ત્રીજી ફોજદારી સેશન્સની એ. બેઠક ગઇ કાલ દીને હાઈકોર્ટમા નામદાર જડજ મી૦ દીનશાહ દાવરના પ્રમુખપણાં હેઠળ મળી હતી

## ‘ કાળ’ ના અધીપતીની પુરી થયલી તપાસ.

### જુરીએ તોહુમતદારને અપરાધી ઠરાવી દયા બતાવવાની કરેલી ભલામણ.

### ઓગણીસ માસની સખ્ત કેદખાનાની સજા.

‘ કાળ ’ પત્રના અધીપતી, છાપનાર અને પ્રગટ કરતા મી૦ શીવરામ મહાદેવ પ્રાજપેને બ્રીટીશ હીદુસ્તાનમા કાયદેસર સ્થપાયલી સરકાર સામે લોક લાગણી ઉશ્કેરવા યા તેવી તજવીજ કરવા, અને નામદાર શેહેનશાહની રૈયતના જુદા જુદા વર્ગો વચ્ચે દુશ્મનાઇ અને ધીક્કારની લાગણી ફેલાવવાના યા તેવી તજવીઝ કરવાના આરોપો માટે ઉભો કરવામા આવ્યો હતો સરકાર તરફથી સરકારી સોલીસીટર મી૦ બોવનની ફરમાસથી એડવોકેટ-જનરલ આ૦ મી૦ બ્રાન્સન, મી૦ ઇનવરારીટી અને મી૦ ડી૦ બી૦ બીનીગ હાજર થયા હતા, જ્યારે ,આ-આરોપીએ પોતે પોતાનો બચાવ કર્યો હતો,

..ા મુકરદમાની તપાસ નીચેની ખાસ જુ-ની મદદ વડે ચલાવવામા આવી હતી:—

## ખાસ જુરી.

મી૦ જ્યોજ હેનરી મેકોસલેડ (ફોરમેન), મી૦ મહમદયુસફ, મી૦ લુઈવીલીયમ માઇકલ, ..૦ હરબટ જ્યોજ કલારક, મી૦ સોરાબજી દા..ભાઇ દુબાશ, મી૦ એ૦ જે૦ બીલીમોરીઆ, મી૦ હૈદરઅલી ઇ૦ ઇ૦ કડવા, મી૦ જેમસ એ મ૦ મેયર અને મી૦ બરજોરજી બેરામજી દુબાશ

## નામદાર જજનું સ્મીંગ-અપ.

નામદાર જડજે પોતાનુ અધુરૂ સ્મીગઅપ આગળ ચલાવતા જણાવ્યુ કે મારે આજે તને થોડુક કહેવુ છે ગઇ કાલે તમને નહી ..કવાની અને આજે અત્રે બોલાવવાની મારી ..ખ્ય નેમ એ હતી કે તકરારી લખાણ ઉપર ..રતો વીચાર કરવાને તમને વખત મળે અને આરોપીએ પોતાની તરફેણમા જે જુદી જુદી બીનાઓ જણાવી હતી, તેપર નીરાતે વીચાર કરવાની તક મળે હુ તકરારી લખાણપર બોલુ તે મારે તમને જણાવવુ જોઇએ કે તમારે ..બ્દો ઉપર પુરતુ લક્ષ આપવુ, તેમા \ . ૧ . ..ાને એક બે વાકયો ઉપર આરોપીએ તમારૂ ધ્યાન ખેચ્યુ છે, તેના ઉપર ધ્યાન આપવુ હુ ધારૂ છુ કે તેપર તમારૂ ધ્યાન ખેચવામા તે વાજબી છે કે મરાઠીમા તેણે ચોકસ શબ્દો વાપર્યા છે, જે તેની તરફેણમા વધુ જતા હોય યા ઓછા પણ જતા હોય એ નકકી કરવાનુ કામ તમારૂ છે તમારે આખુ લખાણ સામટુ લક્ષમા લેવાનુ છે, અને તેમ કર્યા પછીજ એ લખાણથી તમારા મનપર કેવી અસર થાય છે તે જોવાનુ છે યાદ રાખજો કે તમારે તકરારી લખાણ ઉપરજ માત્ર ધ્યાન આપવાનુ છે એ લખાણ કરવામા આરોપીની મતલબ અને ધારણા હોય જે તદન ખરી હોય જે લખાયુ છે અને છપાયુ છે તે સાથજ આપણને સંબંધ છે કે જે પ્રગટ થયલા લખાણથી મરાઠા વાચનારાઓ ઉપર કેવી અસર થાય છે, તેમની લાગણી ઉશ્કેરાય તેવ તેમાં લખાણ છે કે, યા તેવાં લખાણ વાંચવાની અસરથી તેઓ સરકાર સામે બેદીલી અને બે વફા થાય કે અને કાયદેસર સ્થાપાયલી બ્રીટીસ સરકાર સામે ધીકાર ઉત્પન્ન કરે કે તે તમારે તપાસવાનુ છે રઇયતને સરકારના કામકાજ ઉપર યોગ્ય હદમા રહી નુકતેચીની કરવાની દરેક છુટ છે તેમનાપર અકુંશ મુકવોનો સરકારને કાઇ હક નથી, પણ જ્યા વાંચનારા યા સાભળનારાઓની લાગણી ઉશ્કેરાય તેવુ કામ કરવામાંઆવે ત્યા વચ્ચે આવવાને સરકારને દરેક હક છે કાયદો કહે છે કે તેમ કરવાને કોઈ કોઇ પણ માણસ હક ધરાવતો નથી મારે તમને ફરી યાદ આપવી જોઇયે કે બીજાં લખાણોના સબધમા કાઈ આરોપી ઉપર આરોપ મુકવામા આવ્યો નથી પણ લખનારનો તકરારી લખાણ કરવામા ઇરાદો હોવો જાઇયે તે તપાસ માટે તમો એ બીજા બે લખાણો ધ્યાનમા લઈ શકો. તેમાના એક લખાણમા તીનેવેલી મધે થયલા હુલ્લડ વીશે ઇશારો કરવામા આવ્યો છે. તેમાં ચોકસ નામો વીશે પણ ઇશારો કરવામા આવ્યો છે હવે એ લખાણ વાચવાથી મરાઠા વાચક વર્ગપર કેવી અસર થાય તે તમારે વીચારવાનુ છે એ લખાણ વાચવાથી લોકો હુલ્લડ મચાવે કે ‘ એજ લખાણમા બ્રોટીશ રાજ અને બ્રોટીશ સતા વીશે નુકતેચીની કરવામા આવી છે છેવટે દુકાળ વીશે બોલતા લખનાર કહે છે કે અંગ્રેજોના લોભને લીધે દુકાળ પડે છે, અને જો અગ્રેજો કાઈ ગોઠવણ કરે તો દેશમા દુકાળ પડે નહીં હવે દુકાળ પડતો અટકાવવાનુ અંગ્રેજ સરકારની સત્તામા છે કે નહી તે તમારે જોવાનુ નથી લખનાર માનતો હોય કે તેના મનમા રમતા ચોકસ પગલા ભરવાથી સરકાર દેશમા દુકાળ પડતો અટકાવી શકે એમ પણ અને કે અંગ્રેજોના લોભથી તેવા પગલાં ભરવામા અટકાવ થતો હોય તમારે જે તપાસવાનુ છે તે એજ કે એવા ફકરો લખવાથી વાચક વર્ગના મનપર કેવી અસર થવી જોઇએ વળી એ પણ તમારે જોવાનં છે કે ‘ કાળ ’

હી અંદર અમલી આરોપીકલો શાંત
મિજાજી માણસોના વાંચવા માટે લ-
ખવામાં આવી હતી કે જેઓ તે વાચીને
તેનાં ખરાં ખોટાંપણાં ઉપર વીચાર કરવા બેસે
બનવાજોગ છે કે એ લખાણ અભણ માણસો-
ના વાચવામા આવે અને તેથી તેમની લાગણી
સરકાર સામે ઉશ્કેરાય બીજા લખાણમા બોંબ
વીશે ઇશારો કરવામા આવ્યો છે, અને છાપા
દ્વારે જેમ નુકતેચીની થાય તેમ બોંબના સવાલ
ઉપર પણ નુકતેચીની કરવામા આવી છે એમા
જરનેલીસ્ટો સખત નુકતેચીની કરી શકે પણ
તે એવી નહી હોવી જોઇયે કે ફીતુરના આરોપમા
આવી શકે નુકતેચીની કરવાને કાયદો કાંઈ વાંધો
લેતો નથી, પણ જ્યા બેદીલી ફેલાય અને લોકો-
ની લાગણી સરકાર સામે ઉશ્કેરાય એવુ લખા-
ણ કરવામા આવે ત્યા કાયદો વચ્ચે આવે છે
આરોપીએ કરેલી નુકતેચીનીમા લોહી ચુસવાની
અને રાજકારોબારની જુલમી રીતી એવા શબ્દો
વાપરવામા આવ્યા છે, તે કેવી મતલબથી વા-
પરવામા આવ્યા છે તે તમારે જોવાનુ છે અ-
લબતા એવા શબ્દો નુકશાન કર્યા વગર પણ
વાપરી શકાય તે કોઇથી ના પાડી શકવાનુ
નથી આપણને કાઇ રાજદ્વારી નુકતેચીનીમા
ઊતરવાનુ નથી રાજદ્વારી નુકતેચીનીથી દેશને
લાભ થાય છે કે નુકસાન થાય છે તે અહી
જોવાનુ નથી કેર હારડીએ જે કાઇ કહ્યુ હોય
તે ઉતારી લેવુ અહી નુકસાનકારક થઇ પડે
એ ઉતારાથી અહીની રૈયતપર કેવી અસર થા-
ય તે તમારે જોવાનુ છે હાર્ડીનડમેન
ઇગ્લડમા જે કાંઈ લખે તે માટે તેના સામે
ત્યા કામ ચલાવવામા નહી આવે, તેની સાથ
આપણને કાંઈ સબધ નથી પણ તેના લખા-
ણના ઉતારાથી મુબઇમા શુ અસર થાય તે
જોવાનુ છે તા૦ ૫મી જુનના છેલ્લા લખાણમા
પણ ચોકસ વાંધા ભર્યા ફકરા આવ્યા છે આ-
રોપી કહે છે તેમ તે પણ આખુ વાચજો અને
પછી તે પર જોર કરજો, તેમા એક ઠેકાણે એવુ
કહેવામા આવ્યુ છે કે ફાસીએ જજો ફાસીએ
શુ કરવા જાય? ખુન જેવાં આરોપો કરે
આવે તોજ ફાસીએ જવાય તેમાં વધુ એવુ
જણાવવામાં આવ્યુ છે કે હીંદી જવાનો સીવીલ
સરવીસની પરીક્ષામાં જવાને બદલે બોંબ બ-
નાવવાનુ શીખવા હવે યુરોપ જવા લાગ્યા છે
અને તેઓ ફાસીએ જવાનુ પસદ કરે છે હવે
એ લખાણ ઉશ્કેરણી ભર્યા છે કે નહી તે ત
મારે જોવાનુ છે લખાણની અધવચમાં ખુદીરામ
બોઝનુ નામ વાપરવામા આવ્યુ છે. તેમ
જણાવ્યુ છે કે પૈસા અને સલાહથી ખુદીરામ
બોઝ જેવા છોકરાઓને તૈયાર કરો ખુદીરામ
બોઝનુ નામ આજ કાલ બધે બોલાય છે તમે
જાણો છો કે તેને સજા થઇ છે અલબત
અપીલનુ કામ નીકળનાર છે, તેની સાથ
આપણને કશુ લાગતુ વળગતુ નથી પણ
આગેવાનો પૈસાની મદદ આપી ખુદી
રામ બોઝ જેવા છોકરાઓને કામે
લગાડે તે તરફ પસદગી દેખાડી શકાય કે
ગૃહસ્થો હુ તમને વધુવાર રોકવા માગતો નથી
અને એકવાર ફરી આગ્રહપૂર્વક કહુ છુ કે
હારની બીના ઉપર કશુ ધ્યાન આપશો
આરોપી કેળવણી લીધેલો માણસ છે તે
મોભા ધરાવે છે અને આ તપાસના પરીણામ
ઉપર તેની જીદગીનો આધાર છે તે પોતાને
મરજીમા આવે તેમ પોતાનો બચાવ કરવાને
હક ધરાવે છે તેણે પોતાનો બચાવ વણીજ સ
રસ રીતે કર્યો છે એમ હુ હીમતથી કહુ છુ
તેણે લખાણ કરવામા પોતાનો હેતુ
શુ હતો તે તમને જાહેર કીધો છે તે
નો ખરો ઇરાદો શુ હોવો જોઇએ તે તેના બીજા
પછવાડેના એ લખાણપરથી તેણે જે ખુલાશો
કર્યો છે, તે તમારા ધ્યાનમા લેજો સર્વેથી
છેલ્લુ લક્ષ તમારી સન્મુખના મુખ્ય સવાલ
પર આવજો તમો ધારો કે તમારી સન્મુખ
રજુ થયલો પુરાવો આરોપીને તકસીરવાર ઠર
વવા માટે પુરતો છે તો તકસીરવાર ઠરાવજો
અને એમ લાગે કે પુરતો નથી તો તમે તેને
બીન તકસીરવાર ઠરાવજો આરોપી સામેનો બીજો

... ના છે. તે યુરોપીયન અને દેશી ... વચે અથડામણુ કરવાનો છે જો તમને લાગે કે એ આરોપ પણ પુરવાર થયો છે તો તેમ જણાવજો અને પુરવાર નહીં થયો જણાય તો તેને બીન તકસીરવાર ઠરાવજો બન્ને આરોપ જુદા છે અ અને તે પર જુદુ જુદુ લક્ષ આપી છેવટપર આવજો હુ તમને છેવટે આગ્રહપુરવક જણાવુ છુ કે તમો એકમત થઇને તમારો ચુકાદો જાહેર વજો હુ તમને ઉતાવળ કરવા કહેતો નથી તમારે માટે વીચાર કરવાને વખત પુરતો છે મેં તમને ચોકસ ભલામણો કરી છે તે સ્વી-કારવી કે નહી તે તમારૂં કામ છે

અત્રે બરાબર ૧૨ વાગે જુરી મસલત કર ા ઉઠી હતી

જુરી મસલત કરી બરાબર ૨ વાગે પાછી રી હતી

તાજના મુનશી-(ફોરમેનને) તમો એકમત થયા છો ?

...-નહિ

મુનશી-કેટલા તરફેણમા કેટલા મત ત હુ જાણવા માગતો નથી, પણ ન ... ી રીતે વહેચાઇ ગયા છો તે જણાવો

ફોરમેન-૫ વીરૂદ્ધ ૪

નામદાર જડજ-તમો એકમતપર આવો તેવી કાંઇપણ વકકી છે ?

ફોરમેન-હા, નામદાર તેવી વકકી છે તે ચોકસ શરતે તે એવી શરતે કે જુરી જે આ-કારમા પોતાનુ વરડીકટ આપે તે આકારમા કોરટ સ્વીકારે તો સઘળા એકમત થયા છીએ

નામદાર જડજ-તે આકારમા તમો તદન એકમત થયા છો ?

ફોરમેન-હા, નામદાર

નામદાર જજ-તમો તે એક કાગળપર લ-ી મને જણાવશો ?

ફોરમેન-હા, નામદાર

અત્રે ફ ... તેનુ વરડીકટ

નામદાર જજ ... જણાવ્યુ કે હુ એ વ ... અને તે જાહેર કરવામ ... એ તમે વાચી સભળાવો

તાજના મુનશીએ અત્રે ... વાલ કરયો કે તમો એક મત ...

ફોરમેન-હા

## જુરીનો અભીપ્રાય.

ફોરમેને અત્રે જુરીનો એકમતી - જાહેર કર્યો હતો કે જુરીએ આરોપીને ૨ તે તેના ઉપર મુકવામા આવેલા બને આ- માટે તકસીરવાર ઠરાવ્યો છે પણ જુરીનો વ.. મત એવો અભીપ્રાય ધરાવે છે કે આરોપીએ સ્વદેશાભીમાની જુસ્સાથી ઉશ્કેરાઇને એ લખાણ કરીયા હતા અને તેટલા માટે જુરી તેના તરફ રહેમદીલી દેખાડવાથી ભલામણ કરે છે,

અત્રે તાજના મુનશીએ કોર્ટના દુભાશીઆ મારફત આરોપીને જુરીનો અભીપ્રાય જણાવ્યો હતો

## આરોપીને ૧૮ માસના સખત કેદની નાની સજા.

નામદાર જડજે એ પછી આરોપીને કોર્ટ તરફથી સજા કરતા જણાવ્યુ કે આરોપી તમારા જેવી કેળવણી લીધેલા અને તમારી હાલની સ્થીતીએ પુગેલા આસામીઓને જોતા મને કેટલુ દુખ થાય છે તે કહેવાની જરૂર નથી મને બીહક છે કે તમારા લખાણુથી જુરીનુ વરડીકટ શુ આવવુ જોઇએ તે માટે કાઇ શક રહેલો ન હતો તે અભીપ્રાયથી કાયદો ઇન્સાફી છે એમ પુરવાર થયુ છે કાઠેની સજા કોઇ વેર લેવા જેવી નથી તમને યાદ હશે અને જાણુતા હશો કે કાયદા પ્રમાણે તમને દેશનીકાલની સજા થાય યા લાંબી મુદતની સજા થાય. અત્યાર સુધી આ હાઇકોર્ટે પોતાની સનમુખ આવેલા દરેક મુકરદમામાં ઘણીજ નરમાસથી કામ લીધુ છે એવી મતલબથી કે આરોપીને

... કરે
... ગેર સમજુતી
... અને તે ગંભીર
આવી નથી, અને
... થઇ નથી અઇ કાંઇ મેં
બચાવ કરતાં સાંભળ્યા હ
... મને એવો ભાસ આવ્યો કે
... રી ભાષાણ કરે એવી મને અજાય
... વે તમે એવીજ રીતે નહી વર્તશો એવી
... સંજોગો વચ્ચે હું જે સજા કરવા ધારૂ છુ
ધારવા પ્રમાણે ઘણીજ નરમ છે મને જુ-
દયા બતાવવાની જે ભલામણ કરી છે, તે
મનમા મુકીશ એટલુંજ નહીં પણ અત્રે તમે જે ઉત્તમ પ્રકારની પદવી અખત્યાર કરી હતી તેથી હુ જે સજા કરનાર હતો તેમાં ઘટાડો કરવાને મને મન થયુ છે જો કે મને તો એ સજા ઘણી નરમ લાગે છે, પણ તમને તો તે સજા સંકટવાળી થઇ પડશે હું પહેલા આરોપ માટે તમને ૧૫ મહીનાના સખત કેદખાનાની અને બીજા આરોપ માટે ચાર મહીનાના સખત કેદખાનાની સજા ફરમાવુ છુ

નામદાર જડજે અત્રે મી૦ બ્રાન્સનને જણાવ્યુ કે તમો કાંઈ અરજ કરવા માગો છો?

આ૦ મી૦ બ્રાન્સ– હા, નામદાર ફોજદારી કાયદાની ૫૧૭ મી કલમ પ્રમાણે હુ તે અરજ કરવા માગુ છુ પણ આરોપી તરફથી કોઇ ધારાનો હીમાયતી હાજર થયો નથી

મી૦ જોસફ બેપટીસ્ટાએ અત્રે કોરટને જણાવ્યુ કે આરોપી તરફથી હાજર થવાને મને સલાહ મળી છે

નામદાર જડજ–(આ૦ મી૦ બ્રાન્સનને) હાલ જે સજા થઇ છે તે જોતા અરજ કરવાની કાંઇ જરૂર નથી.

આ૦ મી૦ બ્રાન્સ–હુ વીચાર કરવાને વખત માગું છું.

નામદાર જડજ–આરોપીએ અખત્યાર કરેલી ... જોતાં દયાળુ કરવાની હુ કાંઇ જરૂર જોતો નથી.

આ મી૦ બ્રાન્સન—...
... તવી રાખશો

નામદાર જડજ–આવતા સોમવાર ... રાખું છુ. એ દરમ્યાન તમો સામા ... ટીસ આપજો. હુ વધુ સાંભળવાને ખુશી છું.

મી૦ બ્રાન્સન–ચુકાદો હોયતો સારૂં.

નામદાર જડજ–વળી કોરટની સત્તાનો વાલ છે. એ બાબત કલકત્તા અને મુબઇ ... કોરટોના ચુકાદા છે

આ૦ મી૦ બ્રાન્સન–આ બાબત બીજી વખત લાવીશુ તો બેહેતર થઇ પડશે.

આ બાબત એ પછી મુલતવી રાખવામાં આવી હતી

આરોપીએ અત્રે નામદાર કોરટથી જાણવા માગ્યુ કે તેને કરવામા આવેલી સજા એક પછી એક અમલમા મેલવામા આવશે કે સાથે

નામદાર જજે જણાવ્યુ કે એ ઉપર પુરતુ લક્ષ આપ્યુ છે અને પછીજ સજા છે કે એક પુરી થવા પછી બીજી અમલમા મેલવી

---

તા૦ ૨૪ મી ... ૧...

---

## મી૦ આંજપેના ... તેવણની બીમારી.

છેલ્લી ફોજદારી કોરટનીસેશન્સ મધે સજા પામેલા 'કાળ' પત્રના અધીપતી મી૦ આંજપેનું, મરણ નીપજ્યાની ખબર શેહેરમાં ફેલાઇ છે. એવુ કહેવામા આવ્યુ છે કે તેવણ તુરંગમા લોહી ઓકીને મરણ પામ્યાછે ગઈ કાલે સાંજે આ ખબર બહાર પડી હતી અને શેરબજારમાં પણ એ વીશે બોલાયું હતુ એવુ કહેવાયું હતુ કે મી૦ આંજપેનુ હારટ નબળુ હતું અને તેને પરીણામે તેવણનુ મરણ નીપજ્યુ હતુ

આજે થાણા ખાતે એક માણસને ખાસ આ ખબરના સબંધમા તપાસ કરવાને રવાના કરવામા આવ્યો હતો જે ખબર લાવ્યો છે મી૦ આંજપેનાં મરણની અફવા ખોટી છે. તે બીમાર પડેલા છે જેથી તેવણને તુરંગને લગતા ઇસ્પીતાલમાં રાખવામાં આવ્યા છે.